

બોધિ-સમાધિ-નિધાન પરમ કૃપાળુ
શ્રીમદ્ સદ્ગુરુ દેવને નમો નમઃ

# સમાધિ-સાધના


: સંપાદક-વિવેચક-પ્રકાશક :

રાવજીભાઈ છગનભાઈ દેસાઈ;
શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, સ્ટેશન અગાસ;
પોસ્ટ બોરીઆ; વાયા આણંદ W.R.



ચતુર્થાવૃત્તિ - પ્રત ૩૦૦૦

| વીર સંવત | અને | વિક્રમ સંવત |
|---|---|---|
| ૨૫૦૩ | ૧૯૭૭ | ૨૦૩૩ |

: મુદ્રક :

કાન્તિલાલ ડાહ્યાભાઈ પટેલ
મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદ.

સર્વ પદાર્થનું સ્વરૂપ જાણવાનો હેતુ માત્ર એક આત્મજ્ઞાન કરવું એ છે. જો આત્મજ્ઞાન ન થાય તો સર્વ પદાર્થના જ્ઞાનનું નિષ્ફળપણું છે.

જેટલું આત્મજ્ઞાન થાય તેટલી આત્મસમાધિ પ્રગટે.

કોઈપણ તથારૂપ જોગને પામીને જીવને એક ક્ષણ પણ અંતર્ભેદ જાગૃતિ થાય તો તેને મોક્ષ વિશેષ દૂર નથી. અન્ય પરિણામમાં જેટલી તાદાત્મ્યવૃત્તિ છે, તેટલો જીવથી મોક્ષ દૂર છે.

જો કોઈ આત્મજોગ બને તો આ મનુષ્યપણાનું મૂલ્ય કોઈ રીતે ન થઈ શકે તેવું છે. પ્રાયે મનુષ્ય દેહ વિના આત્મજોગ બનતો નથી એમ જાણી, અત્યંત નિશ્ચય કરી, આ જ દેહમાં આત્મજોગ ઉત્પન્ન કરવો ઘટે.

વિચારની નિર્મળતાએ કરી જો આ જીવ અન્ય પરિચયથી પાછો વળે તો સહજમાં હમણાં જ તેને આત્મજોગ પ્રગટે.

જે પ્રકારે અનિત્યપણું, અસારપણું આ સંસારનું અત્યંતપણે ભાસે તે પ્રકારે કરી આત્મવિચાર ઉત્પન્ન થાય.

આત્મવિચાર થવાથી આત્મજ્ઞાન થાય છે અને આત્મજ્ઞાનથી નિજસ્વભાવ સ્વરૂપ, સર્વ ક્લેશ અને સર્વ દુઃખથી રહિત એવો મોક્ષ થાય છે; એ વાત કેવળ સત્ય છે.

—શ્રીમદ્ રાજચંદ્ર

# નિવેદન

આ સમાધિ-સાધનાની આ પહેલાંની ત્રણ આવૃત્તિની બધી જ પ્રત થોડા વખતમાં ખપી ગઈ છે, એ જ એની ઉપયોગિતા સૂચવે છે તેથી તેની આ ચોથી આવૃત્તિને મુમુક્ષુઓના કરકમળમાં મૂકતાં પ્રમોદ થાય છે.

દ્વિતીયાવૃત્તિમાં ચોથો ખંડ "મન સાધ્યું તેણે સઘળું સાધ્યું," એ ઉમેરવામાં આવ્યો હતો. તે અનુક્રમણિકા જોવાથી ખ્યાલ આવશે. તેમાં બીજું જ્યાં કંઈ ઉમેરવા યોગ્ય લાગ્યું ત્યાં પ્રસંગોચિત ઉમેરી સંશોધિત વર્ધિત કરી બીજી આવૃત્તિ વધુ ઉપયોગી થાય એમ કર્યું હતું.

પછી તૃતિયાવૃત્તિમાં શરૂઆતમાં 'નિત્યક્રમ'માંથી મંગલાચરણ પીસાદોહા, વગેરે ઉમેરવામાં આવ્યું છે. 'સમાધિશિક્ષા'માં પત્રાંક ૯૧૩ ઉમેરવામાં આવ્યો છે. 'સમાધિઉપદેશ—૧'માં પ્રભુશ્રીના ઉપદેશામૃતમાંથી થોડો ઉમેરો કરવામાં આવ્યો છે. છેવટના ખંડ ૯ "અંતિમ સાધના'માં પણ, વીરહાક, સિદ્ધિનાં સુખ શાશ્વતાં, સદ્‌ગુરુ દશા, સમાધિની મૂર્તિ, સમાધિસાર વગેરે કેટલાંક પ્રસંગોચિત કાવ્યો ઉમેરી ગ્રંથની ઉપયોગિતામાં વૃદ્ધિ કરવામાં આવી છે તે અનુક્રમણિકા જોતાં સ્પષ્ટ થવા યોગ્ય છે.

આ ચતુર્થાવૃત્તિમાં શ્રી ધર્મામૃતમાંથી સમાધિ-મરણ તથા સમયસારના શ્રી અમૃતચંદ્રસૂરિ કૃત સંસ્કૃત કળશાનું ગુજરાતી પદ્યાવતરણ એમ બે આંક ઉમેરવામાં આવ્યા છે.

આ આશ્રમના ટ્રસ્ટીમંડળે મુમુક્ષુ સાધકોને ઉપયોગી એવો આ ગ્રન્થ વિનામૂલ્યે વાર્ષિક સભ્યોને ભેટ આપવા ઠરાવ્યું છે. તે પ્રશસ્ય છે, અનુમોદનીય છે.

મોક્ષાભિલાષી આત્મમુમુક્ષુઓને આ ગ્રંથ આત્મોન્નતિ સાધવામાં ઉપકારક થાઓ એ જ અભ્યર્થના!

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસ
જન્માષ્ટમી, સં. ૨૦૩૩
તા. ૬-૯-૧૯૭૭

લિ.
સંત ચરણોપાસક
રાવજીભાઈ છગનભાઈ દેસાઈ

## [illegible]

"પરમ સુખ સ્વરૂપ, પરમોત્કૃષ્ટ શાંત, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સમાધિને સર્વ કાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર. તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર."

"देहाभिमाने गलिते विज्ञाते परमात्मनि ।
यत्र यत्र मनो याति तत्र तत्र समाधयः ॥

—दृग्दृश्यविवेक

"હું કર્તા, હું મનુષ્ય, હું સુખી, હું દુઃખી એ વગેરે પ્રકારથી રહેલું અભિમાન, તે જેનું ગલિત થયું છે અને સર્વોત્તમ પદરૂપ પરમાત્માને જેણે જાણ્યો છે, તેનું મન જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેને સમાધિ જ છે.

શ્રી જિન આત્મપરિણામની સ્વસ્થતાને સમાધિ અને આત્મપરિણામની અસ્વસ્થતાને અસમાધિ કહે છે તે અનુભવજ્ઞાને જોતાં પરમ સત્ય છે. જેમ જેમ ઉપાધિનો ત્યાગ થાય તેમ તેમ સમાધિસુખ પ્રગટે છે. જેમ જેમ ઉપાધિનું ગ્રહણ થાય તેમ તેમ સમાધિસુખ હાનિ પામે છે. વિચાર કરીએ તો આ વાત પ્રત્યક્ષ અનુભવરૂપ થાય છે. જો કંઈ પણ આ સંસારના પદાર્થોનો વિચાર કરવામાં આવે, તો તે પ્રત્યે વૈરાગ્ય આવ્યા વિના રહે નહિ, કેમકે માત્ર અવિચારે કરીને તેમાં મોહબુદ્ધિ રહે છે.

જેટલું આત્મજ્ઞાન થાય તેટલી આત્મસમાધિ પ્રગટે.

એક વાર જો સમાધિમરણ થયું તો સર્વ કાળનાં અસમાધિમરણ ટળશે.

જીવતાં મરાય તો ફરી ન મરવું પડે. એવું મરણ ઇચ્છવા યોગ્ય છે.

તેનો તું બોધ પામ કે જેનાથી સમાધિમરણની પ્રાપ્તિ થાય."

—શ્રીમદ્ રાજચંદ્ર

मनोलयान्नास्ति परो हि योगो,
ज्ञानं तु तत्त्वार्थविचारणात् ।
समाधिसौख्यान्न परं च सौख्यं,
संसारसारं त्रयमेतदेव ॥

—શ્રી હૃદયપ્રદીપ

વિષયોમાં જતા મનને રોકીને પરમાત્મસ્વરૂપમાં લીન કરવું, આત્મનિમગ્ન કરવું, એનાથી અધિક બીજો કોઈ યોગ નથી. તત્ત્વાર્થવિચારણાથી અધિક બીજું જ્ઞાન નથી, અને સમાધિસુખથી અધિક બીજું કોઈ સર્વશ્રેષ્ઠ સુખ નથી. આ ત્રણ જ સંસારમાં સારરૂપ સર્વોત્તમ છે.

માટે સમાધિસુખ એ જ સર્વોપરી અદ્વિતીય સુખ છે અને તેથી જ સર્વ જ્ઞાનીઓનો સમાધિ પ્રાપ્ત કરવાનો જ ઉપદેશ છે.

શ્રીમદ્ લઘુરાજ સ્વામી (પ્રભુશ્રી) સમીપ સભામાં એક વાર મુનિશ્રી મોહનલાલજીએ પ્રશ્ન કર્યો.

"મુનિશ્રી મોહનલાલજી—પ્રભુ, મરણ વખતે કોઈ જીવને ખબર પડે કે કોઈને ન પણ પડે પણ તે વખતે શું અવશ્ય કરીને કરી લેવું ઘટે છે? શી વાતમાં ઉપયોગ જોડવો જોઈએ? શો લક્ષ રાખવો જોઈએ?

પ્રભુશ્રી—પ્રશ્ન બહુ સારો કર્યો છે....

....એક વાત છે. રાક્ષસવિદ્યા સાધીને એક વિદ્યાધરે એક બેટનું આખું ગામ ઉજ્જડ કરી નાખ્યું. ત્યાં ત્રણ વણિક પુત્રો વહાણ લઈ આવી ચઢ્યા, તેમાંનો એક અંદર શહેરમાં ગયો. પણ કોઈ જણાયું નહિ. માત્ર એક રાજકુંવરી હતી. તેની મારફતે તેણે બધી વિગત જાણી. ત્યાં એક તરવાર હતી, તે તેણે લીધી અને જ્યારે રાક્ષસ વિદ્યાધર આવ્યો ત્યારે તરવારથી તેને મારી નાખ્યો. મરતાં મરતાં તે નવકાર મંત્ર બોલ્યો. તેથી તે શ્રાવક-પુત્રને પસ્તાવો થયો કે મેં મારા ધર્મબંધુનો જ ઘાત કર્યો. તેણે તેની પાસે ક્ષમા માગી. તેણે કહ્યું કે ક્રોધને વશ થઈને મેં આ બધું નગર ઉજાડી મૂક્યું છે. પણ હું શ્રાવક છું. ક્રોધનાં ફળ માઠાં છે એમ જિનેન્દ્ર દેવે કહ્યું છે તે ખરું છે.

કહેવાની મતલબ એ હતી કે આવાં પાપકર્મ કરનારને પણ છેવટે મરતાં મરતાં જે શ્રદ્ધા હતી તે પ્રમાણે



શ્રી લઘુરાજ સ્વામી

| જન્મ : | પ્રવ્રજ્યા : ખંભાત | દેહોત્સર્ગ |
|---|---|---|
| સંવત ૧૯૧૦ | વિ. સં. ૧૯૪૦ | સંવત ૧૯૯૨ |

સ્મરણ કરવાનું સૂઝયું. તો પહેલેથી પુરુષાર્થ કરી મૂકયો હશે તે એવટે કામમાં લાગશે.

ક્ષણે ક્ષણે જીવ મરી રહ્યો છે. 'ક્ષણ ક્ષણ ભયંકર ભાવમરણે કાં અહો! રાચી રહો?' ભગવાને કહ્યું છે કે समयं गोयम मा पमाए. તો ક્ષણે ક્ષણે મૃત્યુને સંભારવા યોગ્ય છે. જો આમ મરણની તૈયારી કરી હશે તો કામ લાગશે, આખરે આવીને હાજર થશે.

'જેટલું આત્મજ્ઞાન થાય તેટલી આત્મસમાધિ પ્રગટે.'

આત્મજ્ઞાન શાથી થાય? આત્મજ્ઞાનીના પરિચયથી, સત્સંગ સદ્બોધની કચાશ છે.

પરિણામ, ભાવ એ આપણી પાસે મૂડી છે. તે શુદ્ધતા પામે તેવાં નિમિત્તો સત્સંગ, સદ્બોધ આરાધવાં.

મરણની વેદની પ્રસંગે બોધ સાંભરી આવે તો કામ થઈ જાય.

સત્સંગ અને બોધ એ મોટી વાત છે. તેની ઇચ્છા રાખવી. તેથી સમજણ આવે છે. સાચી પકડ થાય છે. સમભાવથી મોક્ષ થાય છે. સત્સંગ, બોધથી સમભાવ આવે છે.

વાત સમજણમાં છે. સમજ આવે અને ધ્યાનમાં લેવાય ત્યારે આત્માની વાત સમજાશે. આત્મા પ્રત્યક્ષ કરવો છે. જ્ઞાનીને પ્રત્યક્ષ છે.

ભાવથી કલ્યાણ થવાનું છે. ભાવ મોટી વાત છે.

'આતમ ભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે.' આત્મા તે જ ગુરુ છે. નિશ્ચય ગુરુ પોતાનો આત્મા છે, એના સામે દૃષ્ટિ નથી આવી, ભાવ નથી આવ્યો. આવે તો કામ થઈ જાય.

માટે સમાગમ, સત્સંગ, બોધ—એ મેળવવાની કામના રાખવી. એની ભાવના રાખવી.

એક આડું આવે છે શું? તો કે પ્રમાદ, નિમિત્ત નથી બનાવતો તે. અહીં આ નિમિત્ત જોડ્યું તો આ વાત થાય. એક આત્માને સંભારી આપ્યો. એની કાળજી લેવી જોઈએ. સૌથી શ્રેષ્ઠ બોધ છે. સાંભળ સાંભળ કરે તો સંગ એવો રંગ લાગશે જ.

કોઈ કહેશે રોજ આની આ વાત કરે છે. હા, તેમજ છે. અમારે સત્‌ની પકડ કરાવવી છે. ચોટ કરાવવી છે. અનાદિનો અભ્યાસ છે તેથી વિસ્મૃત થઈ જાય, પણ સમજ બીજી હોય તો કામ થઈ જાય.

મુમુક્ષુ—તેવી સમજની સ્મૃતિ રહેતી નથી.

પ્રભુશ્રી—બોધ જોઈશે. બોધ હશે તો હથિયાર મૂઠીથી પકડાય તેવું થશે. નહિ તો હાથ કપાઈ જાય. સંવરથી આસ્રવ રોકાય છે. સંવર તે આત્મા. આત્મા સત્‌, જગત મિથ્યા. આત્માની યથાર્થ વાત થતી હોય ત્યાં ગમે તે ભોગે જવું. કોડિ માટે રતન ન ગુમાવો.

આ જીવને સત્સંગ અને બોધની જરૂર છે. આત્માની

વાત બીજે સાંભળવા નહિ મળે. તે સાંભળવાથી મન બીજે ભટકતું અટકી જાય છે. પાપ સંક્રમણ થઈ પુણ્ય થાય છે. તે બધાનું કારણ ભાવ ફરે છે તે છે. મન બીજે ભટકતું અટકી જાય છે એટલે ઉતરતો ભાવ અટકી જાયછે."

—શ્રીમદ્ લઘુરાજસ્વામી ઉપદેશામૃત

આમ જ્ઞાની પુરુષોનો જે બોધ સમાધિ સાધવા માટે અત્યંત ઉપયોગી થાય તેવો છે તેનું શ્રવણ, મનન, પરિશીલન આજથી જ વધારી દેવું જોઈએ. આજે જ મરી ગયા છીએ એમ મરણને રોજ સંભારી, જ્ઞાનીના આત્મજાગૃતિપ્રદ બોધથી પોતાના સહજ આત્મસ્વરૂપની ઓળખાણ કરી, નિશ્ચય કરી, અડોલ શ્રદ્ધા કરી, જ્ઞાની જાણ્યું એવું એક નિજ શુદ્ધ સહજાત્મસ્વરૂપ તે જ પોતા અજરામર શાશ્વત આનંદધામ છે, તેમાં જ પ્રીતિ, પ્રતી રુચિ, રમણતા, તેની જ સતત ભાવનાના અભ્યાસ પોતાના આત્માને નિર્બંધ બનાવી, મૃત્યુ મહોત્સવ થાય એવો અભ્યાસ સતત રાખવો જોઈએ.

આ હેતુથી આ ગ્રંથની યોજના કરવામાં આવી સમાધિમરણની સાધનામાં સહાયક થાય એવા મહાપુ ષોના અમૃતતુલ્ય અમૂલ્ય સદ્બોધમાંથી અલ્પમાત્ર ગ્રંથમાં સંક્ષેપથી સંકલિત કરવામાં આવ્યો છે. સમા મરણ માટે 'ભગવતી આરાધના' જેવા અમૂલ્ય મહા ગ્રંથો તેમ જ બાર ભાવના માટે સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષ બૃહદ્ દ્રવ્ય સંગ્રહ, જ્ઞાનાર્ણવ, આદિ અનેક સ્થળે વિસ્તૃ

ઉપદેશ નિસ્તારરુચિ જીવોને માટે વિદ્યમાન હોવા છતાં, આવા કાળમાં ટૂંકામાં જીવને સમાધિ સાધવામાં ઉપયોગી થાય એવા હેતુથી આ લઘુગ્રંથનું પ્રયોજન છે.

આ ગ્રંથમાં શરૂઆતમાં સમાધિભાવમાં ચિત્ત પ્રવેશ પામે તે માટે પ્રાસ્તાવિક મંગળ આપવામાં આવ્યું છે.

પછી પ્રથમ ખંડમાં સમાધિમરણની જિજ્ઞાસા, ભાવના અને તે માટે પુરુષાર્થ જાગે તો મરણ મહોત્સવરૂપ થઈ પડે એવું અહોભાગ્ય પ્રાપ્ત થાય એ માટે પૂર્વાચાર્ય રચિત 'મૃત્યુ મહોત્સવ' સંક્ષેપ અર્થ વિવેચન સહિત આપવામાં આવ્યો છે.

ત્યાર પછી બીજા ખંડમાં સમાધિ માટે શિક્ષારૂપ ઉત્તમ સદ્બોધ અને જાગૃતિદાયક કેટલાક અમૂલ્ય પત્રોરૂપ રત્નો 'શ્રીમદ્ રાજચંદ્ર'માંથી આપવામાં આવ્યા છે.

ત્રીજા ખંડમાં શ્રીમદ્ લઘુરાજ સ્વામી ઉપદેશામૃતમાંથી, તેમ જ 'ધર્મામૃત' માંથી સમાધિ માટે સહાયક એવો ઉત્તમ ઉપદેશ આપવામાં આવ્યો છે.

ચોથા ખંડમાં 'તત્ત્વામૃતનો' આસ્વાદ એ શીર્ષક નીચે, શ્રીમદ્ હેમચંદ્રાચાર્યકૃત યોગશાસ્ત્રના દ્વાદશ પ્રકાશમાં આચાર્યશ્રીનો સ્વાનુભવ છે, તેમાંથી ઉપયોગી એવો બોધ આપ્યો છે. ત્યારપછી શ્રી પદ્મનંદિ પંચવિંશતિમાંથી પદ્યાનુવાદ આપ્યો છે.

પાંચમા ખંડમાં સમાધિભાવની જાગૃતિમાં સહાયક

એવી બાર ભાવનાઓ 'શ્રીમદ્ રાજચંદ્ર,' 'શ્રી જ્ઞાનાર્ણવ,' 'શ્રી કાર્તિકેયાનુપ્રેક્ષા,' આદિમાંથી ટુંકાવીને, અત્યંત સંક્ષેપમાં આપી છે. અંતે બાર ભાવનાનું એક પદ્ય મૂક્યું છે.

છઠ્ઠા ખંડમાં 'સમાધિ-ભાવના,' એ શીર્ષક નીચે 'શ્રી જ્ઞાનાર્ણવ,' 'સમાધિશતક, 'પ્રવચનસાર,' 'તત્ત્વાનુશાસન' તથા 'તત્ત્વજ્ઞાનતરંગિણીમાં'થી ટૂંકમાં સમાધિભાવનામાં સહાયક એવો પ્રસંગોચિત સદ્‌બોધ આપવામાં આવ્યો છે. અંતે સહજ સ્વરૂપ ભાવનાનું કાવ્ય આપ્યું છે.

સાતમા ખંડમાં 'અંતિમ આલોચણા' એ શીર્ષક નીચે અંત સમયને યોગ્ય ખમત ખામણાં અને આત્મ-જાગૃતિ માટે સંથારાપોરિસી આદિમાંથી જાગૃતિપ્રેરક ઉત્તમ ગાથાઓ, ક્ષમાપના પાઠ તેમજ 'સમયસાર'માંથી પ્રસંગોચિત બોધ આપવામાં આવ્યો છે.

આઠમા છેલ્લા ખંડમાં 'અંતિમ સાધના' એ શીર્ષક નીચે અંતિમ સાધનામાં અતિ ઉપયોગી એવાં ઉત્તમ 'આત્માનુશાસન,' 'અધ્યાત્મસાર,' 'શ્રીમદ્ રાજચંદ્ર' આદિમાંથી અંતર્મુખ અસંગ ઉપયોગ સાધવામાં પ્રબળ સહાયક એવાં વચનો, ગાથાઓ, બોધ તેમ જ કેટલાંક જાગૃતિ-દાયક પદો આપવામાં આવ્યાં છે. પ્રાન્તે સમાધિ-સાધનામાં અપૂર્વ ઉપકારક સંતશિરોમણિ પ. પૂ. પ્રભુશ્રીજીને અંતિમ ભાવ-અંજલિ આપવામાં આવી છે.

આશા છે કે ગુણજ્ઞ સત્સાધકો હંસની માફક તત્ત્વને ગ્રહણ કરવાની દૃષ્ટિથી આ ગ્રંથનો સંપૂર્ણ લાભ લેશે

અને સુજ્ઞ વિદ્વજ્જનોને આમાં કંઈ પણ ન્યૂનાધિક વા ત્રુટિ જણાય તો ક્ષમ્ય ગણી સુધારવા યોગ્ય સૂચના જણાવી ઉપકૃત કરશે. તો બીજી આવૃત્તિમાં યોગ્ય સુધારો કરીને તેને વિશેષ ઉપયોગી બનાવી શકાશે.

સાધકવૃન્દ ! આ ગ્રંથના સદુપયોગથી સમાધિ સાધવા ભાગ્યશાળી બનો અને ત્રિવિધ તાપાગ્નિરૂપ સંસાર દાવાનલથી વિમુક્ત થઈ, શાંત શીતલ અનંત સમાધિમય, શાશ્વત સુખમય, સહજાત્મપદમાં વિરાજમાન થઈ સદાને માટે તેમાં જ નિમગ્ન થાઓ! તથાઽસ્તુ.

જેના પ્રતાપે અંતરે સહજાત્મ શુદ્ધ પ્રકાશતો,
જેથી અનાદિનો મહા મોહાંધકાર ટળી જતો;
બોધિ સમાધિ શાંતિ સુખનો સિંધુ જેથી ઉછળતો,
તે રાજચંદ્ર પ્રશાન્ત કિરણો, ઉર અમ ઉજાળજો.

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ;
સ્ટે. અગાસ પોસ્ટ બોરીઆ
વાયા આણંદ
સં. ૨૦૨૦, વૈશાખ શુક્લા અષ્ટમી
તા. ૧૮–૫–૬૪

લિ૦ સંત સેવક
રાવજીભાઈ છગનભાઈ દેસાઈ

# અનુક્રમણિકા

અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬
અચળરૂપ આસક્તિ નહીં, નહીં વિરહનો તાપ;
કથા અલભ તુજ પ્રેમની, નહીં તેનો પરિતાપ. ૭
ભક્તિમાર્ગ પ્રવેશ નહીં, નહીં ભજન દૃઢ ભાન;
સમજ નહીં નિજ ધર્મની, નહીં શુભ દેશે સ્થાન. ૮
કાળદોષ કળિથી થયો, નહીં મર્યાદાધર્મ;
તોયે નહીં વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯
સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેન્દ્રિય માને નહીં, કરે બાહ્ય પર રાગ. ૧૦
તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાહીં;
નહીં ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માંહીં. ૧૧
અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાહીં;
નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ. ૧૨
એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહીં એક સદ્‌ગુણ પણ, મુખ બતાવું શુંય ? ૧૩
કેવળ કરુણામૂર્તિ છો, દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪
અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરુ સંતને, મૂક્યું નહીં અભિમાન. ૧૫
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક. ૧૬
સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;

# જિનેશ્વરની વાણી

અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નયનિક્ષેપે વ્યાખ્યાની છે;
સકળ જગત હિત કારિણી હારિણી મોહ
તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે;
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઈ મેં માની છે;
અહો ! રાજચંદ્ર બાળ ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વર તણી વાણી જાણી તેણે જાણી છે.

## શ્રી સદ્‌ગુરુ ભક્તિ રહસ્ય

(૨૦ દોહરા)

હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરુણાળ.
શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજરૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમસ્વરૂપ ?
નથી આજ્ઞા ગુરુદેવની, અચળ કરી ઉરમાંહીં;
આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાહીં.
જોગ નથી સત્સંગનો, નથી સત્સેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ.
'હું પામર શું કરી શકું ?' એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક.

અચિંત્ય તુજ માહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬
અચળરૂપ આસક્તિ નહીં, નહીં વિરહનો તાપ;
કથા અલભ તુજ પ્રેમની, નહીં તેનો પરિતાપ. ૭
ભક્તિમાર્ગ પ્રવેશ નહીં, નહીં ભજન દૃઢ ભાન;
સમજ નહીં નિજ ધર્મની, નહીં શુભ દેશે સ્થાન. ૮
કાળદોષ કળિથી થયો, નહીં મર્યાદાધર્મ;
તોયે નહીં વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯
સેવાને પ્રતિકૂળ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેન્દ્રિય માને નહીં, કરે બાહ્ય પર રાગ. ૧૦
તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન યમ નાહીં;
નહીં ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માંહીં. ૧૧
અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાહીં;
નથી નિવૃત્તિ નિર્મળપણે, અન્ય ધર્મની કાંઈ. ૧૨
એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહીં એક સદ્‌ગુણ પણ, મુખ બતાવું શુંય ? ૧૩
કેવળ કરુણામૂર્તિ છો, દીનબંધુ દીનનાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪
અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરુ સંતને, મૂક્યું નહીં અભિમાન. ૧૫
સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઊગ્યો ન અંશ વિવેક. ૧૬
સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;

## ક્ષમાપના

હે ભગવાન ! હું બહુ ભૂલી ગયો, મેં તમારાં અમૂલ્ય વચનને લક્ષમાં લીધાં નહીં. તમારાં કહેલાં અનુપમ તત્ત્વનો વિચાર કર્યો નહીં. તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીલને સેવ્યું નહીં. તમારાં કહેલાં દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યાં નહીં. હે ભગવન્ ! હું ભૂલ્યો, આથડ્યો, રઝળ્યો અને અનંત સંસારની વિટંબનામાં પડ્યો છું. હું પાપી છું, હું બહુ મદોન્મત્ત અને કર્મરજથી કરીને મલિન છું. હે પરમાત્મા ! તમારાં કહેલાં તત્ત્વ વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડ્યો છું; અજ્ઞાનથી અંધ થયો છું, મારામાં વિવેકશક્તિ નથી, અને હું મૂઢ છું, હું નિરાશ્રિત છું, અનાથ છું. નિરાગી પરમાત્મા ! હું હવે તમારું તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઈ હું તે સર્વ પાપથી મુક્ત થાઉં એ મારી અભિલાષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાત્તાપ કરું છું. જેમ જેમ હું સૂક્ષ્મ વિચારથી ઊંડો ઊતરું છું તેમ તેમ તમારા તત્ત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિર્વિકારી, સચ્ચિદાનંદસ્વરૂપ, સહજાનંદી, અનંતજ્ઞાની, અનંતદર્શી અને ત્રૈલોક્યપ્રકાશક છો. હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું. એક પળ પણ તમારાં કહેલાં તત્ત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એ જ મારી આકાંક્ષા અને વૃત્તિ થાઓ ! હે સર્વજ્ઞ

ભગવાન્ ! તમને હું વિશેષ શું કહું ? તમારાથી કંઈ અજાણ્યું નથી. માત્ર પશ્ચાત્તાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## પરમ હિતકારી ઔષધ

વીતરાગનો કહેલો પરમ શાંત રસમય ધર્મ પૂર્ણ સત્ય છે એવો નિશ્ચય રાખવો. જીવના અનધિકારીપણાને લીધે તથા સત્પુરુષના યોગ વિના સમજાતું નથી; તો પણ તેના જેવું જીવને સંસારરોગ મટાડવાને બીજું કોઈ હિતકારી ઔષધ નથી એવું વારંવાર ચિંતવન કરવું.

આ પરમ તત્ત્વ છે; તેનો મને સદાય નિશ્ચય રહો; એ યથાર્થ સ્વરૂપ મારા હૃદયને વિષે પ્રકાશ કરો ! અને જન્મ મરણાદિ બંધનથી અત્યંત નિવૃત્તિ થાઓ ! નિવૃત્તિ થાઓ !

હે જીવ આ ક્લેશરૂપ સંસાર થકી વિરામ પામ, વિરામ પામ, કંઈક વિચાર, પ્રમાદ છોડી જાગૃત થા, જાગૃત થા; નહિ તો રત્નચિંતામણિ જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ જશે.

હે જીવ, હવે તારે સત્પુરુષની આજ્ઞા નિશ્ચય ઉપાસવા યોગ્ય છે.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

હે કામ ! હે માન ! હે સંગઉદય !
હે વચનવર્ગણા ! હે મોહ ! હે મોહદયા !
હે શિથિલતા ! તમે શા માટે અંતરાય કરો છો ?
પરમ અનુગ્રહ કરીને હવે અનુકૂળ થાવ ! અનુકૂળ થાવ !

—શ્રીમદ્ રાજચંદ્ર



## પ્રણિપાત સ્તુતિ

અહો ! અહો ! શ્રી સદ્‌ગુરુ, કરુણાસિંધુ અપાર,
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર.
શું પ્રભુચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપિયો, વર્તું ચરણાધીન.
આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, તેહ પ્રભુનો દીન.
ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ.
જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્‌ગુરુ ભગવંત.
પરમ પુરુષ પ્રભુ સદ્‌ગુરુ, પરમ જ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ.
દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત;
તે જ્ઞાનીના ચરણમાં, હો વંદન અગણિત.



પ્રણિપાત સ્તુતિ :—

હે પરમકૃપાળુ દેવ! જન્મ, જરા, મરણાદિ સર્વ દુઃખોનો અત્યંત ક્ષય કરનારો એવો વીતરાગ પુરુષનો મૂળ માર્ગ આપ શ્રીમદે અનંત કૃપા કરી મને આપ્યો, તે અનંત ઉપકારનો પ્રતિઉપકાર વાળવા હું સર્વથા અસમર્થ છું; વળી આપ શ્રીમત્ કંઈ પણ લેવાને સર્વથા નિસ્પૃહ છો, જેથી હું મન, વચન, કાયાની એકાગ્રતાથી આપના ચરણારવિંદમાં નમસ્કાર કરું છું. આપની પરમભક્તિ અને વીતરાગ પુરુષના મૂળધર્મની ઉપાસના મારા હૃદયને વિષે ભવપર્યંત અખંડ જાગૃત રહો એટલું માગું છું તે સફળ થાઓ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



## વિનય વિનંતિ

પરમ કૃપાળુ દેવ પ્રતિ, વિનય વિનંતિ એહ;
ત્રય તત્ત્વ ત્રણુ રત્ન મુજ, આપો અવિચળ સ્નેહ. ૧
તત્ત્વોપદેષ્ટા તુમ તણા, માર્ગ તણે અનુસાર;
લક્ષ લક્ષણુ રહો સદા, ખરેખરો એક તાર. ૨
મિથ્યા તમને ફેડવા, ચંદ્ર સૂર્ય તુમ જ્ઞાન;
દર્શનની સુવિશુદ્ધિથી, ભાવ ચરણ મલહાન. ૩
ઈચ્છા વર્તે અંતરે, નિશ્ચય દૃઢ સંકલ્પ;
મરણ સમાધિ સંપજો, ન રહો કાંઈ કુવિકલ્પ. ૪
કામિતદાયક પદ શરણ, મન સ્થિરકર પ્રભુ ધ્યાન;
નામ સ્મરણ ગુરુ રાજનું, પ્રગટ કલ્યાણ-નિદાન. ૫

રૂપ સિદ્ધ પદ પામી અનંત અનંત સમાધિ સુખમાં અનંત કાળ માટે વિરાજિત થાય છે.

मृत्युकल्पद्रुमे प्राप्ते येनात्मार्थो न साधितः
निमग्नो जन्मजम्बाले स पश्चात् किं करिष्यति ॥७॥

મૃત્યુરૂપી કલ્પવૃક્ષને પામીને પણ જો તેથી આત્માર્થ સાધ્યો નહિ, સમાધિની પ્રાપ્તિ કરી લીધી નહિ, અને આત્માને જ્ઞાનદશા પ્રગટાવી સહજાત્મપદે વિરાજિત કર્યો નહિ, તો પછી જીવ સંસારરૂપ ઊંડા કાદવમાં ખૂંચી જશે ત્યાં ત્યારે અધોગતિઓમાં આત્માના ઉદ્ધાર માટે શું કરી શકશે?

આ મનુષ્ય ભવમાં મરણ સમયે સમાધિમરણ માટેનો પુરુષાર્થ જાગૃત હોય તો મરણ સાક્ષાત્ કલ્પવૃક્ષ સમાન ઉપકારી થાય છે, અને જે વાંછે તે પ્રાપ્ત કરાવે છે. જો જ્ઞાન સહિત પોતાના જ્ઞાયક સ્વભાવને ગ્રહણ કરીને આરાધના સહિત મરણ કરશો તો સ્વર્ગનું મહર્દ્ધિકપણું, ઇન્દ્રપણું કે અહમિન્દ્રપણું પ્રાપ્ત કરી, ત્યાંથી ચ્યવી મનુષ્ય દેહ પામી ત્યાં પણ સર્વોત્તમ એવું તીર્થંકરપણું, ચક્રવર્તીપણું આદિ પામી સંયમ આરાધી નિર્વાણ પામશો. અને જો આ અવસરે સમતા સમાધિ વીતરાગતા, કે આત્મભાવને ચૂકયા અને પરમાં મમતા, દેહાધ્યાસ રાખી મરણ થયું તો પછી અધો-ગતિનાં અનંત પરિભ્રમણમાં આત્માને પરમાત્મપદની પ્રાપ્તિનો અવસર ફરી કયાંથી પામશો ? માટે અત્યારે ચેતી જઈ પ્રમાદ તજી, સમાધિ મરણ સાધવામાં જાગૃત થઈ જવા

યોગ્ય છે. પણ પ્રમાદથી ગાફેલ રહી દેહભાવથી અનંત આત્મહિત ચૂકવા યોગ્ય નથી.

जीर्णं देहादिकं सर्वं नूतनं जायते यतः
स मृत्युः किं न मोदाय सतां सातोत्थितिर्यथा ॥८॥

જે મૃત્યુના પ્રતાપથી જીર્ણ થઈ ગયેલ દેહાદિક સર્વ છૂટી જઈ નવીન દેહાદિક પ્રાપ્ત થાય છે તે મૃત્યુને સત્પુરુષો આનંદનું કારણ કેમ ન માને? એવું મરણ સાતાના ઉદયની સમાન જ્ઞાની પુરુષોને તો હર્ષને માટે જ થાય છે. અર્થાત્ જ્ઞાની પુરુષો મૃત્યુને મોટો સાતાનો ઉદય માને છે.

सुखं दुःखं सदा वेत्ति देहस्थश्च स्वयं व्रजेत ।
मृत्युभीतिस्तदा कस्य जायते परमार्थतः ॥९॥

દેહમાં સ્થિત એવો આત્મા સુખ તથા દુઃખને સદા કાળ જાણે છે. અને પરલોકપ્રત્યે પણ પોતે જ ગમન કરે છે. તો પરમાર્થથી મૃત્યુનો ભય કોને હોય?

અજ્ઞાની બહિરાત્મા દેહમાં સ્થિતિ કરી 'દેહ તે હું છું, દેહ તે મારો છે,' એમ વિપરીત માન્યતા કરી, 'હું સુખી, હું દુઃખી, હું તૃષાતુર, હું ક્ષુધાતુર, હું મરણ પામું છું, મારો નાશ થશે,' એમ કલ્પનામય માન્યતા કરે છે. દેહથી ભિન્ન આત્માને જાણનાર, માનનાર, અનુભવ કરનાર સમ્યગ્દૃષ્ટિ જ્ઞાની અંતરાત્મા તો સમજે છે કે જે ઊપજે છે તે મરે છે. પંચભૂતનો જડ એવો આ દેહપિંડ ઊપજ્યો છે તે નાશ પામે છે. જ્ઞાનસ્વરૂપી હું ચૈતન્યમૂર્તિ આત્મા કદી ઉત્પન્ન થતો નથી તેમ કદી નાશ પણ પામનાર

નથી. ક્ષુધા, તૃષા, પિત્ત કફાદિક રોગજનિત વેદના પુદ્‌ગલમાં છે, આત્મામાં નથી, મને નથી; હું માત્ર તેનો જ્ઞાતા, દ્રષ્ટા, જાણનાર, જોનાર છું. જો કે શરીરમાં હું એકક્ષેત્રાવગાહપણે રહેલો છું, છતાં મારો ધર્મ અને શરીરના ધર્મ કેવળ ભિન્ન ભિન્ન છે.

અનંત જ્ઞાન, દર્શન, સુખ, શક્તિ આદિ મારા સહજ સ્વાભાવિક ધર્મ છે. વર્ણ, રસ, ગંધ, સ્પર્શ, શબ્દાદિ જડના, શરીરના ધર્મ છે. જ્ઞાયકપણું મારો સ્વભાવ છે. જ્યારે શરીર તો જ્ઞાન રહિત જડ છે. હું અરૂપી છું, શરીર રૂપી છે. હું અખંડ ચૈતન્યમૂર્તિ છું, જ્યારે શરીર અનેક પરમાણુનો ભેગો મળેલો એક પિંડ છે. હું અજર અમર અવિનાશી શાશ્વત સત્ સ્વરૂપી પદાર્થ છું, જ્યારે શરીર વિનાશી છે. તો હવે આ શરીરમાં જે રોગ, ક્ષુધા, તૃષાદિ ઉપજે છે તેના જ્ઞાતા દ્રષ્ટા રહેવું એ મારો જ્ઞાયક સ્વભાવ છે. પણ તે પરમાં મમત્વબુદ્ધિ કરવી એ અજ્ઞાન છે, મોહ છે, મિથ્યાત્વ છે. એક ઘર છોડી બીજા ઘરમાં પ્રવેશ કરવા સમાન આ દેહ છોડી અન્ય ગતિ પ્રત્યે ગમન કરવામાં મારા સ્વરૂપનો તો કોઈ પણ રીતે નાશ કે હાનિ સંભવતી જ નથી. તો હવે નિશ્ચય કરી દૃઢ કરું કે મરણનો ભય શા માટે હોય? અર્થાત્ મરણનો કિંચિત્ ભય કર્તવ્ય નથી જ નથી.

કહ્યું છે કે સ્વધર્મે નિધનં શ્રેયઃ પરધર્મો ભયાવહઃ। એ પ્રમાણે હું જો સ્વધર્મ એટલે મારો જ્ઞાતા દ્રષ્ટારૂપ

જ્ઞાયક સ્વભાવ મૂકીને પર ધર્મ જે દેહના રોગાદિ ધર્મો તેમાં મમતાપૂર્વક મરણ કરું તો અવશ્ય અનંત ભય-રૂપ સંસારપરિભ્રમણ પ્રાપ્ત થાય. અને દેહભાવરૂપ પર-ધર્મો તજી, આત્મભાવરૂપ સ્વધર્મમાં સ્થિર રહી દેહત્યાગ કરું તો અવશ્ય શ્રેય એટલે સમાધિસુખથી પ્રપૂર્ણ સિદ્ધિ-પદને પામી કૃતાર્થ થાઉં.

संसारासक्तचित्तानां मृत्युर्भीत्यै भवेन्नृणाम् ।
मोदायते पुनः सोऽपि ज्ञानवैराग्यवासिनाम् ॥१०॥

જે જીવોનું ચિત્ત સંસારમાં આસક્ત છે અને જે પોતાના વાસ્તવિક શુદ્ધ સહજ આત્મતત્ત્વને જાણતા નથી તેને મૃત્યુ ભય ઊપજાવી શકે, પરંતુ જેઓ પોતાના ચિદાનંદમંદિર એવા સહજ સ્વરૂપના ભાન સહિત છે તે તો સંસારથી વૈરાગ્યયુક્ત, અનાસક્ત, ઉદાસીન હોવાથી મૃત્યુ તેમને આનંદ માટે થાય છે. અર્થાત્ મહોત્સવ સ્વ-રૂપ થાય છે.

સંસારના સર્વ પદાર્થ સ્વપ્નવત્, નાશવંત, અસાર તથા અશરણરૂપ અને ક્લેશનાં કારણરૂપ સમજાયા હોવાથી જ્ઞાનવાન આત્માનું ચિત્ત તેમાંથી વિરક્ત, અનાસક્ત, ઉદાસીન વર્તે છે. અને અનંત સુખધામ શાશ્વત એવું પોતાનું સહજાત્મસ્વરૂપ એ જ એક પરમ સારરૂપ, શરણ રૂપ, સંપૂર્ણ માહાત્મ્યનું ઠેકાણું એવું સર્વોત્તમ ભાસવાથી, અસત્ વસ્તુને ત્યાગતાં, આનંદમંદિર એવા 'આત્મા સત ચૈતન્યમય - સર્વાભાસ રહિત' પોતાના સ્વરૂપમાં સ્થિર

થવામાં મૃત્યુ કારણરૂપ ગણી, સત્પુરુષો મૃત્યુને સમાધિ સુખની પ્રાપ્તિમાં ઉપકારી જાણી હર્ષાયમાન થાય છે.

"જ્ઞાનીઓએ માનેલું છે કે આ દેહ પોતાનો નથી; તે રહેવાનો પણ નથી. જ્યારે ત્યારે પણ તેનો વિયોગ થવાનો છે. એ ભેદ વિજ્ઞાનને લઈને હમેશા નગારાં વાગતાં હોય તેવી રીતે તેના કાને પડે છે, અને અજ્ઞાનીના કાન બહેરા હોય છે એટલે તે જાણતો નથી.

જ્ઞાની દેહ જવાનો છે એમ સમજી તેનો વિયોગ થાય તેમાં ખેદ કરતા નથી. પણ જેવી રીતે કોઈની વસ્તુ લીધી હોય ને તેને પાછી આપવી પડે તેમ દેહને ઉલ્લાસથી પાછો સોંપે છે; અર્થાત્ દેહમાં પરિણમતા નથી.

દેહ અને આત્માનો ભેદ પાડવો તે 'ભેદજ્ઞાન'; જ્ઞાનીનો તે જાપ છે. તે જાપથી દેહ અને આત્મા જુદા પડી શકે છે. તે ભેદવિજ્ઞાન થવા માટે મહાત્માઓએ સકલશાસ્ત્રો રચ્યાં છે. જેમ તેજાબથી સોનું તથા કથીર જુદાં પડે છે, તેમ જ્ઞાનીના ભેદવિજ્ઞાનના જાપરૂપ તેજાબથી સ્વાભાવિક આત્મદ્રવ્ય અગુરુલઘુ સ્વભાવવાળું હોઈને પ્રયોગી દ્રવ્યથી જુદું પડી સ્વધર્મમાં આવે છે.

બીજાં ઉદયમાં આવેલાં કર્મોનું આત્મા ગમે તેમ સમાધાન કરી શકે પણ વેદનીય કર્મમાં તેમ થઈ શકે નહિં કે તે આત્મપ્રદેશે વેદવું જ જોઈએ. ને તે વેદતાં મુશ્કેલીને ખરો અનુભવ થાય છે. ત્યાં જો ભેદજ્ઞાન સંપૂર્ણ પ્રગટ

થયું ન હોય તો આત્મા દેહાકારે પરિણમે, એટલે દેહ પોતાનો માની લઈ વેદે છે, અને તેને લઈને આત્માની શાંતિનો ભંગ થાય છે. આવા પ્રસંગે જેમને ભેદજ્ઞાન સંપૂર્ણ થયું છે એવા જ્ઞાનીઓને અશાતા વેદની વેદતાં નિર્જરા થાય છે, ને ત્યાં જ્ઞાનીની કસોટી થાય છે, એટલે બીજાં દર્શનવાળા ત્યાં તે પ્રમાણે ટકી શકતા નથી, ને જ્ઞાની એવી રીતે માનીને ટકી શકે છે.

પુદ્ગલ દ્રવ્યની દરકાર રાખવામાં આવે તો પણ તે જ્યારે ત્યારે ચાલ્યું જવાનું છે, અને જે પોતાનું નથી તે પોતાનું થવાનું નથી; માટે લાચાર થઇ દીન બનવું શા કામનું ?"

—શ્રીમદ્ રાજચંદ્ર

पुराधीशो यदा याति सुकृतस्य बुभुत्सया ।
तदासौ वार्यते केन प्रपञ्चैः पाञ्चभौतिकैः ॥११॥

પોતાનાં કરેલાં સત્કર્મોને ભોગવવા જ્યારે આ આત્મા પરલોક પ્રત્યે ગમન કરે છે ત્યારે પંચભૂતના આ શરીરાદિના પ્રપંચ વડે એને કોણ રોકી શકે તેમ છે ?

આયુષ્ય પૂર્ણ થયે જીવ પરલોકમાં જાય ત્યારે તેને શરીરાદિક કોઇ રોકી શકે તેમ નથી. તેથી ઉલ્લાસપૂર્વક આરાધનામાં તત્પર થઇ સમાધિ મરણની સાધનામાં જ જાગૃત રહી આત્મશ્રેય શીઘ્ર કરી લેવા યોગ્ય છે.

मृत्युकाले सतां दुःखं यद्भवेत् व्याधिसंभवम् ।
देहमोहविनाशाय मन्ये शिवसुखाय च ॥१२॥

સત્પુરુષોને મરણ કાળે જે જે રોગ, પીડા, દુઃખાદિ ઉત્પન્ન થાય છે તે સર્વ શરીર ઉપરનો મોહ, મમતા નાશ કરવાને અને અનંત શાંતિ અને સમાધિથી ભરપૂર મોક્ષ સુખની પ્રાપ્તિ માટે જ થાય છે.

મરણકાળે શરીરમાં વ્યાધિ, પીડા, વેદના જેમ જેમ વધતી જણાય છે તેમ તેમ આ શરીરથી પોતાનો ચૈતન્યસ્વરૂપ આત્મા કેવળ ભિન્ન છે એવો અડોલ નિશ્ચય હોવાથી, આત્મતત્ત્વદર્શી જ્ઞાની પુરુષો, 'આ શરીર અત્યારે દુઃખનું કારણ બની પ્રત્યક્ષ મહાન શત્રુ બની બેઠું છે એમ જાણતાં છતાં તેમાં મારાપણું કે પ્રેમ, પ્રીતિ, મોહ કરું તો મારા જેવો બીજો મૂર્ખ કોણ હોય?' એમ વિચારી, તેમાંથી મમતાનો, મોહનો સંપૂર્ણ નાશ કરી, તેવા સંસારી સર્વ અન્ય સંબંધો પણ એવા જ અન્યરૂપ, દુઃખરૂપ જાણી, સર્વ જીવ પ્રત્યે, સર્વ ભાવ પ્રત્યે અખંડ એકરસ વીતરાગ દશા રાખવામાં જાગૃત બની, અનંત સુખશાંતિમય સહજાત્મસ્વરૂપરૂપ મોક્ષપદને જ સાધવામાં તત્પર બને છે; અને પ્રાન્તે પરમ શ્રેયને સાધે છે.

ज्ञानिनोऽमृतसंगाय मृत्युस्तापकरोऽपि सन् ।
आमकुम्भस्य लोकेऽस्मिन् भवेत्पाकविधिर्यथा ॥१३॥

જે મૃત્યુ અજ્ઞાનીજનોને તાપરૂપ, દુઃખરૂપ થાય છે, તે જ મૃત્યુ જ્ઞાનીઓને અમૃત એટલે મોક્ષની પ્રાપ્તિ કરાવનાર સુખરૂપ થાય છે.

જેમ કાચો ઘડો અગ્નિમાં પકવ્યા પછી અમૃતને એટલે પાણીને ધારણ કરવા સમર્થ થાય છે તેમ મૃત્યુ-રૂપ અગ્નિના તાપને જે સમતાથી સહન કરે છે તે અમૃત-રૂપ મોક્ષપદની પ્રાપ્તિ કરવા સમર્થ બને છે.

यत्फलं प्राप्यते सद्भिर्व्रतायासविडंबनात ।
तत्फलं सुखसाध्यं स्यान्मृत्युकाले समाधिना ॥१४॥

દીર્ઘ કાળ પર્યંત પંચ મહાવ્રતનું પાલન તથા ઘોર તપશ્ચરણ આદિ અનેક શુભ ક્રિયાઓની વિડંબનાથી જે ફળ સત્પુરુષો પામે છે તે જ ફળ એક મૃત્યુ સમયે સમાધિશાન્તિ રાખવાથી સુખે અને સહેજે પ્રાપ્ત થાય છે.

પંચ મહાવ્રત, ઘોર તપશ્ચરણ આદિથી જે ઇંદ્રાદિક પદ પમાય છે તે જ પદ મૃત્યુ સમયે દેહ, કુટુંબ, ધન, ધામ આદિ સર્વ પરમાંથી મમતા મૂકી, ભયરહિત થઈ, વીતરાગતાપૂર્વક સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર તપરૂપ ચાર આરાધનામાં તત્પર રહી, કાયરપણું તજી, પોતાના જ્ઞાયક સ્વભાવનું કેવળ અવલંબન લઈ, નિજ શુદ્ધ સહજાત્મસ્વરૂપના ધ્યાનમાં મગ્નતા કરે છે, તે સહેજે પામે છે. એવા સમાધિ મરણથી દેવલોકમાં ઉત્તમ મહર્દ્ધિક દેવ કે ઇન્દ્રાદિક પદ પામી, ત્યાંથી ચ્યવી, મનુષ્ય જન્મ પામી, ચક્રવર્તી આદિ ઉત્તમ પદે વિરાજિત થઇ, રત્નત્રયની પૂર્ણતા પ્રાપ્ત કરી નિર્વાણ પદને વરે છે.

अनार्तः शांतिमान्मर्त्यो न तिर्यग् नापि नारकः ।
धर्मध्यानी पुरो मर्त्योऽनशनीत्वमरेश्वरः ॥१५॥

જે જીવનાં મરણ સમયે આર્ત એટલે દુઃખરૂપ પરિણામ ન હોય અને શાંતિમાન અર્થાત્ રાગદ્વેષ રહિત સમભાવરૂપ શાંત ચિત્ત હોય તે જીવ તિર્યંચ કે નરક ગતિમાં દેહધારણ ન જ કરે. પરંતુ જો જીવ ધર્મધ્યાન પૂર્વક અનશનવ્રત સહિત મરણ કરે તો સ્વર્ગલોકમાં ઇન્દ્ર કે મહર્દ્ધિક દેવ થાય. પણ કનિષ્ઠ પર્યાય ધારણ ન કરે એવો નિયમ છે.

તેથી હે આર્ય ! મરણનો સમય નજીક જાણી આર્ત રૌદ્ર ધ્યાન કે જે કુમરણ અને દુર્ગતિનાં કારણ છે તેને તજી દઈને ધર્મધ્યાન સહિત, ધૈર્ય ધારણ કરી, શાંતભાવે દેહત્યાગ કરી સમાધિમરણને સાધવાના આ અમૂલ્ય અવસરને હારી ન જાઓ. સાવધાન થઈ સદ્ગતિ અને પરમ શ્રેયને સાધી લેવા તત્પર થાઓ.

तप्तस्य तपसश्चापि पालितस्य व्रतस्य च ।
पठितस्य श्रुतस्यापि फलं मृत्युः समाधिना ॥१६॥

તપના સંતાપ સહન કરવાનું, વ્રતનું પાલન કરવાનું અને શ્રુતનું પઠન કરવાનું ફળ તો સમાધિ એટલે પોતાના આત્માની સાવધાની પૂર્વક દેહત્યાગ કરવો તે છે.

હે આત્મન્, દીર્ઘકાળ સુધી ઇન્દ્રિય સુખની વાંછા તજી, અનશનાદિ તપ, દેહની મમતા તજી સમાધિમરણને માટે કર્યાં છે, પંચ મહાવ્રત ધારણ કર્યાં છે, અને અનેક કષ્ટો વેઠીને તેનું પાલન કર્યું છે, તે પણ દેહાદિક પરિગ્રહમાંથી મમત્વનો ત્યાગ કરી, શત્રુ મિત્રાદિમાં રાગ-

દ્વેષ છોડી, ઉપસર્ગમાં ધીરપણું ધારણ કરી, પોતાના એક જ્ઞાયક સ્વભાવનું જ અવલંબન લઈ સમાધિમરણ થાય તે અર્થે જ કરેલ છે. તેમ જ શાસ્ત્રાભ્યાસ, સત્સંગ, સદ્‌બોધનું સેવન પણ અંતકાળે સમાધિની પ્રાપ્તિ માટે જ કર્યાં છે.

હવે જો મરણ સમયે મમતા, ભય, રાગદ્વેષ, કાયરતા અને દીનતા નહીં તજું તો એ સર્વ તપ કરવાનું, વ્રત પાળવાનું અને શાસ્ત્ર અભ્યાસાદિનું નિરર્થકપણું, નિષ્ફળ-પણું જ થશે, માટે એ સર્વ સાર્થક કરવા, સમાધિમાં, સ્વરૂપની સાવધાનીમાં જ તત્પર થા, જાગૃત થા.

अतिपरिचितेष्ववज्ञा नवे भवेत्प्रीतिरिति हि जनवादः ।
चिरतरशरीरनाशे नवतरलाभे च किं भीरुः ॥१७॥

લોકમાં એ પ્રસિદ્ધ કથન છે કે જેનો અતિશય પરિ-ચય થાય તેમાં કાળે કરી અભાવ, અનાદર, અપ્રીતિ ઉત્પન્ન થાય, અને નવીન વસ્તુના સંગમાં પ્રીતિ ઊપજે, તો હે આત્મન્! આ શરીરનો લાંબા કાળ સુધી તને પરિચય થયો છે, છતાં હવે તેમાં તને અપ્રીતિ, અનાદર, અરુચિ કેમ થતી નથી? અને નવીન પર્યાયના લાભમાં ભય કેમ કરે છે? તેમાં ભય કર્તવ્ય નથી જ.

ઘણાં વર્ષોના પરિચયવાળું આ શરીર હવે જીર્ણ થઈ દુઃખ આપી રહ્યું છે, તેમ જ વહેલું મોડું તે તજી દેવાનું જ છે. તો તને તે તજતાં ફિકર શી છે? તેથી અધિક ઉત્તમ ઉજ્જવળ દિવ્ય દેહ પ્રાપ્ત કરવાનો અવસર

જે જીવનાં મરણ સમયે આર્ત એટલે દુઃખરૂપ પરિણામ ન હોય અને શાંતિમાન અર્થાત રાગદ્વેષ રહિત સમભાવરૂપ શાંત ચિત્ત હોય તે જીવ તિર્યંચ કે નરક ગતિમાં દેહધારણ ન જ કરે. પરંતુ જો જીવ ધર્મધ્યાન પૂર્વક અનશનવ્રત સહિત મરણ કરે તો સ્વર્ગલોકમાં ઇન્દ્ર કે મહર્દ્ધિક દેવ થાય. પણ કનિષ્ઠ પર્યાય ધારણ ન કરે એવો નિયમ છે.

તેથી હે આર્ય ! મરણનો સમય નજીક જાણી આર્ત રૌદ્ર ધ્યાન કે જે કુમરણ અને દુર્ગતિનાં કારણ છે તેને તજી દઈને ધર્મધ્યાન સહિત, ધૈર્ય ધારણ કરી, શાંત ભાવે દેહત્યાગ કરી સમાધિમરણને સાધવાના આ અમૂલ્ય અવસરને હારી ન જાઓ. સાવધાન થઈ સદ્ગતિ અને પરમ શ્રેયને સાધી લેવા તત્પર થાઓ.

तप्तस्य तपसश्चापि पालितस्य व्रतस्य च ।
पठितस्य श्रुतस्यापि फलं मृत्युः समाधिना ॥१६॥

તપના સંતાપ સહન કરવાનું, વ્રતનું પાલન કરવાનું અને શ્રુતનું પઠન કરવાનું ફળ તો સમાધિ એટલે પોતાના આત્માની સાવધાની પૂર્વક દેહત્યાગ કરવો તે છે.

હે આત્મન્, દીર્ઘકાળ સુધી ઇન્દ્રિય સુખની વાંછા તજી, અનશનાદિ તપ, દેહની મમતા તજી સમાધિમરણને માટે કર્યાં છે, પંચ મહાવ્રત ધારણ કર્યાં છે, અને અનેક કષ્ટો વેઠીને તેનું પાલન કર્યું છે, તે પણ દેહાદિક પરિગ્રહમાંથી મમત્વનો ત્યાગ કરી, શત્રુ મિત્રાદિમાં રાગ-

સુખધામ એવા અસંગ શુદ્ધ સહજાત્મસ્વરૂપરૂપ સિદ્ધિ-સુખે વિરાજમાન થાય છે; અર્થાત્ અનંત અવ્યાબાધ શાશ્વત મોક્ષ સુખમય નિજ સહજાત્મસ્વરૂપમાં સદાને માટે નિવાસ પામી પરમ કૃતાર્થ થાય છે.

'પરમ સુખસ્વરૂપ પરમોત્કૃષ્ટ શાંત શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સમાધિને સર્વ કાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર. તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર.'



૨

## સમાધિ-શિક્ષા

(૮૩૩) ૧ અકલેશિત સમાધ

સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી અને સર્વ ભાવથી જે સર્વ પ્રકારે અપ્રતિબંધ થઈ નિજસ્વરૂપમાં સ્થિત થયા તે પરમ પુરુષોને નમસ્કાર.

જેને કંઇ પ્રિય નથી, જેને કંઈ અપ્રિય નથી, જેને કોઈ શત્રુ નથી, જેને કોઈ મિત્ર નથી, જેને માન-અપમાન, લાભ-અલાભ, હર્ષ-શોક, જન્મ-મૃત્યુ આદિ દ્વંદ્વનો અભાવ થઈ જે શુદ્ધ ચૈતન્યસ્વરૂપને વિષે સ્થિતિ પામ્યા છે, પામે છે અને પામશે તેમનું અતિ ઉત્કૃષ્ટ પરાક્રમ આનંદાશ્ચર્ય ઉપજાવે છે.

સુખધામ એવા અસંગ શુદ્ધ સહજાત્મસ્વરૂપરૂપ સિદ્ધિ-સુખે વિરાજમાન થાય છે; અર્થાત્ અનંત અવ્યાબાધ શાશ્વત મોક્ષ સુખમય નિજ સહજાત્મસ્વરૂપમાં સદાને માટે નિવાસ પામી પરમ કૃતાર્થ થાય છે.

'પરમ સુખસ્વરૂપ પરમોત્કૃષ્ટ શાંત શુદ્ધ ચૈતન્યસ્વરૂપ સમાધિને સર્વ કાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર. તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર.'

*

૨

## સમાધિ-શિક્ષા

### (૮૩૩) ૧ અકલેશિત સમાધિ

સર્વ દ્રવ્યથી, સર્વ ક્ષેત્રથી, સર્વ કાળથી અને સર્વ ભાવથી જે સર્વ પ્રકારે અપ્રતિબંધ થઈ નિજસ્વરૂપમાં સ્થિત થયા તે પરમ પુરુષોને નમસ્કાર.

જેને કંઈ પ્રિય નથી, જેને કંઈ અપ્રિય નથી, જેને કોઈ શત્રુ નથી, જેને કોઈ મિત્ર નથી, જેને માન-અપમાન, લાભ-અલાભ, હર્ષ-શોક, જન્મ-મૃત્યુ આદિ દ્વંદ્વનો અભાવ થઈ જે શુદ્ધ ચૈતન્યસ્વરૂપને વિષે સ્થિતિ પામ્યા છે, પામે છે અને પામશે તેમનું અતિ ઉત્કૃષ્ટ પરાક્રમ સાનંદાશ્ચર્ય ઉપજાવે છે.

દેહ પ્રત્યે વસ્ત્રનો જેવો સંબંધ છે, તેવો આત્મા પ્રત્યે જેણે દેહનો સંબંધ યથાતથ્ય દીઠો છે, મ્યાન પ્રત્યે તરવારનો જેવો સંબંધ છે તેવો દેહ પ્રત્યે જેણે આત્માનો સંબંધ દીઠો છે; અબદ્ધ સ્પષ્ટ આત્મા જેણે અનુભવ્યો છે, તે મહત્ પુરુષોને જીવન અને મરણ બન્ને સમાન છે.

જે અચિંત્ય દ્રવ્યની શુદ્ધચિતિસ્વરૂપ કાંતિ પરમ પ્રગટ થઈ અચિંત્ય કરે છે, તે અચિંત્ય દ્રવ્ય સહજ સ્વાભાવિક નિજસ્વરૂપ છે એવો નિશ્ચય જે પરમકૃપાળુ સત્પુરુષે પ્રકાશ્યો તેનો અપાર ઉપકાર છે.

ચંદ્ર ભૂમિને પ્રકાશે છે, તેના કિરણની કાંતિના પ્રભાવથી સમસ્ત ભૂમિ શ્વેત થઈ જાય છે, પણ કંઈ ચંદ્ર ભૂમિરૂપ કોઈ કાળે તેમ થતો નથી, એમ સમસ્ત વિશ્વને પ્રકાશક એવો આ આત્મા તે ક્યારે પણ વિશ્વરૂપ થતો નથી, સદાસર્વદા ચૈતન્યસ્વરૂપ જ રહે છે. વિશ્વમાં જીવ અભેદતા માને છે એ જ ભ્રાંતિ છે.

જેમ આકાશમાં વિશ્વનો પ્રવેશ નથી. સર્વ ભાવની વાસનાથી આકાશ રહિત જ છે, તેમ સમ્યગ્દૃષ્ટિ પુરુષોએ પ્રત્યક્ષ સર્વ દ્રવ્યથી ભિન્ન, સર્વ અન્ય પર્યાયથી રહિત જ આત્મા દીઠો છે. જેની ઉત્પત્તિ કોઈ પણ અન્ય દ્રવ્યથી થતી નથી તેવા આત્માનો નાશ પણ ક્યાંથી હોય ? અજ્ઞાનથી અને સ્વસ્વરૂપ પ્રત્યેના પ્રમાદથી આત્માને માત્ર મૃત્યુની ભ્રાંતિ છે. તે જ ભ્રાંતિ નિવૃત્ત કરી શુદ્ધ ચૈતન્ય નિજઅનુભવપ્રમાણસ્વરૂપમાં પરમ

જાગૃત થઈ જ્ઞાની સદાય નિર્ભય છે. એ જ સ્વરૂપના લક્ષથી સર્વ જીવ પ્રત્યે સામ્યભાવ ઉત્પન્ન થાય છે. સર્વ પર દ્રવ્યથી વૃત્તિ વ્યાવૃત્ત કરી આત્મા અક્લેશિત સમાધિને પામે છે.

પરમસુખસ્વરૂપ, પરમોત્કૃષ્ટ શાંત, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ સમાધિને સર્વ કાળને માટે પામ્યા તે ભગવંતને નમસ્કાર, તે પદમાં નિરંતર લક્ષરૂપ પ્રવાહ છે જેનો તે સત્પુરુષોને નમસ્કાર.

સર્વથી સર્વ પ્રકારે હું ભિન્ન છું, એક કેવળ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, પરમોત્કૃષ્ટ, અચિંત્ય સુખસ્વરૂપ માત્ર એકાંત શુદ્ધ અનુભવરૂપ હું છું, ત્યાં વિક્ષેપ શો ? વિકલ્પ શો ? ભય શો ? ખેદ શો ? બીજી અવસ્થા શી ? હું માત્ર નિર્વિકલ્પ શુદ્ધ શુદ્ધ, પ્રકૃષ્ટ શુદ્ધ પરમશાંત ચૈતન્ય છું. હું માત્ર નિર્વિકલ્પ છું. હું નિજસ્વરૂપમય ઉપયોગ કરું છું. તન્મય થાઉં છું.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

(૫૯૨) ૨. ક્ષણભંગુર દેહ

જે દેહ પૂર યુવાવસ્થામાં અને સંપૂર્ણ આરોગ્યતામાં દેખાતાં છતાં પણ ક્ષણભંગુર છે તે દેહમાં પ્રીતિ કરીને શું કરીએ ?

જગતના સર્વ પદાર્થ કરતાં જે પ્રત્યે સર્વોત્કૃષ્ટ પ્રીતિ છે, એવો આ દેહ તે પણ દુઃખનો હેતુ છે, તો બીજા પદાર્થમાં સુખના હેતુની શી કલ્પના કરવી ?

કરવાની ઇચ્છા નથી. પણ જો તેમ કરી જ્ઞાનીપુરુષના માર્ગનું આરાધન થઈ શકે છે, એવો કોઈ પ્રકારે તેમાં રહેલો લાભ, તે લાભને અર્થે, અને તેની જ બુદ્ધિએ તે દેહની વ્યાધિના ઉપચારે પ્રવર્તવામાં બાધ નથી. જે કંઈ તે મમતા છે, તે અપારિણામિક મમતા છે, એટલે પરિણામે સમતા સ્વરૂપ છે; પણ તે દેહની પ્રિયતાર્થે સાંસારિક સાધનમાં પ્રધાન ભોગનો એ હેતુ છે, તે ત્યાગવો પડે છે, એવા આર્ત્તધ્યાને કોઈ પ્રકારે પણ તે દેહમાં બુદ્ધિ ન કરવી એવી જ્ઞાનીપુરુષના માર્ગની શિક્ષા જાણી આત્મકલ્યાણનો તેવા પ્રસંગે લક્ષ રાખવો યોગ્ય છે.

સર્વ પ્રકારે જ્ઞાનીના શરણમાં બુદ્ધિ રાખી, નિર્ભયપણાને, નિઃખેદપણાને ભજવાની શિક્ષા શ્રી તીર્થંકર જેવાએ કહી છે, અને અમે પણ એમ જ કહીએ છીએ. કોઈપણ કારણે આ સંસારમાં ક્લેશિત થવું યોગ્ય નથી. અવિચાર અને અજ્ઞાન એ સર્વ ક્લેશનું, મોહનું અને માઠી ગતિનું કારણ છે. સદ્‌વિચાર અને આત્મજ્ઞાન તે આત્મગતિનું કારણ છે.

તેનો પ્રથમ સાક્ષાત્ ઉપાય જ્ઞાની પુરુષની આજ્ઞાને વિચારવી એ જ જણાય છે.



(૮૪૩) ૪. નિશ્ચય અને આશ્રય

શ્રીમત્ વીતરાગ ભગવંતોએ નિશ્ચિતાર્થ કરેલો એવો

અચિંત્ય ચિંતામણિસ્વરૂપ, પરમ હિતકારી, પરમ અદ્ભુત, સર્વ દુઃખનો નિઃસંશય આત્યંતિક ક્ષય કરનાર, પરમ અમૃતસ્વરૂપ એવો સર્વોત્કૃષ્ટ શાશ્વત ધર્મ જયવંત વર્તો; ત્રિકાળ જયવંત વર્તો.

તે શ્રીમત્ અનંત ચતુષ્ટયસ્થિત ભગવંતનો અને તે જયવંત ધર્મનો આશ્રય સદૈવ કર્તવ્ય છે. જેને બીજું કંઈ સામર્થ્ય નથી એવા અબુધ અને અશક્ત મનુષ્યો પણ તે આશ્રયના બળથી પરમ સુખહેતુ એવાં અદ્ભુત ફળને પામ્યા છે, પામે છે અને પામશે. માટે નિશ્ચય અને આશ્રય જ કર્તવ્ય છે, અધીરજથી ખેદ કર્તવ્ય નથી.

ચિત્તમાં દેહાદિ ભયનો વિક્ષેપ પણ કરવો યોગ્ય નથી.

દેહાદિ સંબંધી જે પુરુષો હર્ષવિષાદ કરતા નથી તે પુરુષો પૂર્ણ દ્વાદશાંગને સંક્ષેપમાં સમજ્યા છે, એમ સમજો. એ જ દૃષ્ટિ કર્તવ્ય છે.

હું ધર્મ પામ્યો નથી, હું ધર્મ કેમ પામીશ? એ આદિ ખેદ નહિ કરતાં વીતરાગ પુરુષોનો ધર્મ જે દેહાદિ સંબંધીથી હર્ષવિષાદવૃત્તિ દૂર કરી આત્મા અસંગ-શુદ્ધ-ચૈતન્ય સ્વરૂપ છે, એવી વૃત્તિનો નિશ્ચય અને આશ્રય ગ્રહણ કરી તે જ વૃત્તિનું બળ રાખવું, અને મંદ વૃત્તિ થાય ત્યાં વીતરાગ પુરુષોની દશાનું સ્મરણ કરવું. તે અદ્ભુત ચરિત્ર પર દૃષ્ટિ પ્રેરીને વૃત્તિને અપ્રમત્ત કરવી, એ સુગમ અને સર્વોત્કૃષ્ટ ઉપકારક તથા કલ્યાણસ્વરૂપ છે.

નિર્વિકલ્પ.

## (૪૨૫) ૫. હર્ષ-વિષાદ ત્યાગ

જ્ઞાનીના માર્ગનો વિચાર કરતાં જણાય છે કે કોઈ પણ પ્રકારે મૂર્છાપાત્ર આ દેહ નથી, તેને દુઃખે શોચવા યોગ્ય આ આત્મા નથી. આત્માને આત્મ-અજ્ઞાને શોચવું એ સિવાય બીજો શોચ તેને ઘટતો નથી. પ્રગટ એવા યમને, સમીપ દેખતાં છતાં જેને દેહને વિષે મૂર્છા નથી વર્તતી તે પુરુષને નમસ્કાર છે. એ જ વાત ચિંતવી રાખવી આમને તમને પ્રત્યેકને ઘટે છે.

દેહ તે આત્મા નથી, આત્મા તે દેહ નથી. ઘડાને જોનાર જેમ ઘડાથી ભિન્ન છે, તેમ દેહનો જોનાર, જાણનાર એવો આત્મા તે દેહથી ભિન્ન છે, અર્થાત્ દેહ નથી.

વિચાર કરતાં એ વાત પ્રગટ અનુભવસિદ્ધ થાય છે, તો પછી એ ભિન્ન દેહનાં તેના સ્વાભાવિક ક્ષયવૃદ્ધિ રૂપાદિ પરિણામ જોઈ હર્ષ-શોકવાન થવું કોઈ રીતે ઘટતું નથી, અને આમને તમને તે નિર્ધાર કરવો, રાખવો ઘટે છે; અને એ જ્ઞાનીના માર્ગનો મુખ્ય ધ્વનિ છે.

## ૬. [illegible]

[illegible]

છે. શારીરિક અશાતાનું મુખ્યપણું સ્થૂળ દૃષ્ટિવાનને પણ જણાય છે. જે વેદના પૂર્વે સુદૃઢ બાંધી જીવે બંધન કરી છે, તે વેદના ઉદય સંપ્રાપ્ત થતાં ઇન્દ્ર, ચન્દ્ર, નાગેન્દ્ર કે જિનેન્દ્ર પણ રોકવાને સમર્થ નથી. તેનો ઉદય જીવે વેદવો જ જોઈએ. અજ્ઞાનદૃષ્ટિ જીવો ખેદથી વેદે તો પણ કંઈ તે વેદના ઘટતી નથી કે જતી રહેતી નથી. સત્યદૃષ્ટિવાન જીવો શાંત ભાવે વેદે તો તેથી તે વેદના વધી જતી નથી પણ નવીન બંધનો હેતુ નથી. પૂર્વની બળવાન નિર્જરા થાય છે. આત્માર્થીને એ જ કર્તવ્ય છે.

'હું શરીર નથી, પણ તેથી ભિન્ન એવો જ્ઞાયક આત્મા છું, તેમ નિત્ય શાશ્વત છું. આ વેદના માત્ર પૂર્વ-કર્મની છે, પણ મારું સ્વરૂપ નાશ કરવાને તે સમર્થ નથી. માટે મારે ખેદ કર્તવ્ય જ નથી,' એમ આત્માર્થીનું અનુપ્રેક્ષણ હોય છે.



(૧૯૨) ૭. જન્મ-સાર્થકતા

દુર્લભ એવો મનુષ્યદેહ પણ પૂર્વે અનંતવાર પ્રાપ્ત થયા છતાં કંઈ પણ સફળપણું થયું નહીં; પણ આ મનુષ્યદેહને કૃતાર્થતા છે કે જે મનુષ્યદેહે આ જીવે જ્ઞાની-પુરુષને ઓળખ્યા, તથા તે મહાભાગ્યનો આશ્રય કર્યો, જે પુરુષના આશ્રયે અનેક પ્રકારના મિથ્યા આગ્રહાદિની મંદતા થઈ તે પુરુષને આશ્રયે આ દેહ છૂટે એ જ સાર્થક છે. જન્મજરામરણાદિને નાશ કરવાવાળું આત્મજ્ઞાન જેમને

વિષે વર્તે છે, તે પુરુષનો આશ્રય જ જીવને જન્મજરા-મરણાદિનો નાશ કરી શકે, કેમકે તે યથાસંભવ ઉપાય છે. સંયોગ સંબંધે આ દેહ પ્રત્યે આ જીવને જે પ્રારબ્ધ હશે તે વ્યતીત થયે તે દેહનો પ્રસંગ નિવૃત્ત થશે. તેનો ગમે ત્યારે વિયોગ નિશ્ચયે છે. પણ આશ્રયપૂર્વક દેહ છૂટે એ જ જન્મ સાર્થક છે, કે જે આશ્રયને પામીને જીવ તે ભવે અથવા ભાવિ એવા થોડા કાળે પણ સ્વ-સ્વરૂપમાં સ્થિતિ કરે.

તમે તથા શ્રી મુનિ પ્રસંગોપાત્ત....જવાનું રાખશો.

બ્રહ્મચર્ય અપરિગ્રહાદિ યથાશક્તિ ધારણ કરવાની તેમને સંભાવના દેખાય તો મુનિએ તેમ કરવામાં પ્રતિબંધ નથી.

શ્રી સદ્‌ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથ માર્ગનો સદાય આશ્રય રહો. હું દેહાદિ સ્વરૂપ નથી, અને દેહ સ્ત્રી પુત્રાદિ કોઈ પણ મારાં નથી, શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું. એમ આતમભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય.



## (૯૧૩) ૮. મહાત્માઓની શિક્ષા

પત્ર સંપ્રાપ્ત થયું. અત્ર સમાધિ છે.

અકસ્માત્ શારીરિક અશાતાનો ઉદય થયો છે અને તે શાંત સ્વભાવથી વેદવામાં આવે છે એમ જાણવામાં હતું, અને તેથી સંતોષ પ્રાપ્ત થયો હતો.

સમસ્ત સંસારી જીવો કર્મવશાત્ શાતા-અશાતાનો ઉદય અનુભવ્યા જ કરે છે. જેમાં મુખ્યપણે તો અશાતાનો જ ઉદય અનુભવાય છે. કવચિત્ અથવા કોઈક દેહસંયોગમાં શાતાનો ઉદય અધિક અનુભવાતો જણાય છે, પણ વસ્તુતાએ ત્યાં પણ અંતરદાહ બળ્યા જ કરતો હોય છે. પૂર્ણ જ્ઞાની પણ જે અશાતાનું વર્ણન કરી શકવા યોગ્ય વચનયોગ ધરાવતા નથી, તેવી અનંત અનંત અશાતા આ જીવે ભોગવી છે, અને જો હજુ તેનાં કારણોનો નાશ કરવામાં ન આવે તો ભોગવવી પડે એ સુનિશ્ચિત છે. એમ જાણી વિચારવાન ઉત્તમ પુરુષો તે અંતરદાહરૂપ શાતા અને બાહ્યાભ્યંતર સંક્લેશઅગ્નિરૂપે પ્રજ્વલિત એવી અશાતાનો આત્યંતિક વિયોગ કરવાનો માર્ગ ગવેષવા તત્પર થયા, અને તે સન્માર્ગ ગવેષી, પ્રતીત કરી, તેને યથાયોગ્યપણે આરાધી, અવ્યાબાધ સુખસ્વરૂપ એવા આત્માના સહજ શુદ્ધ સ્વભાવરૂપ પરમપદમાં લીન થયા.

શાતા અશાતાનો ઉદય કે અનુભવ પ્રાપ્ત થવાનાં મૂળ કારણોને ગવેષતા એવા તે મહત્ પુરુષોને એવી વિલક્ષણ સાનંદાશ્ચર્યક વૃત્તિ ઉદ્ભવતી કે શાતા કરતાં અશાતાનો ઉદય સંપ્રાપ્ત થયે અને તેમાં પણ તીવ્રપણે તે ઉદય સંપ્રાપ્ત થયે તેમનું વીર્ય વિશેષપણે જાગ્રત થતું, ઉલ્લાસ પામતું, અને તે સમય કલ્યાણકારી અધિકપણે સમજાતો.

કેટલાક કારણવિશેષને યોગે વ્યવહારદૃષ્ટિથી ગ્રહણ

દયામૂળ ધર્મવ્યવહાર અને પરમશાંત રસ રહસ્યવાક્યમય સત્શાસ્ત્ર, સન્માર્ગની સંપૂર્ણતા થતાં સુધી પરમભક્તિ વડે ઉપાસવા યોગ્ય છે; જે આત્માના કલ્યાણનાં પરમ-કારણો છે.

અત્ર એક સ્મરણ સંપ્રાપ્ત થયેલી ગાથા લખી અહીં આ પત્ર સંક્ષેપીએ છીએ.

भीसण नरयगईए तिरियगईए कुदेवमणुयगईए;
पत्तोसि तिव्व दुःखं भावहि जिणभावणा जीव ।

ભયંકર નરકગતિમાં, તિર્યંચગતિમાં અને માઠી દેવ તથા મનુષ્યગતિમાં હે જીવ! તું તીવ્ર દુઃખને પામ્યો, માટે હવે તો જિનભાવના (જિન ભગવાન જે પરમશાંત રસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે પરમશાંતસ્વરૂપ ચિંતવના) ભાવ-ચિંતવ (કે જેથી તેવાં અનંત દુઃખોનો આત્યંતિક વિયોગ થઈ પરમ અવ્યાબાધ સુખસંપત્તિ સંપ્રાપ્ત થાય.)

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

(૭૨૮

## ૯. મમત્વ નિવૃત્તિ

માણેકચંદનો દેહ છૂટવા સંબંધી ખબર જાણ્યા.

સર્વ દેહધારી જીવો મરણ પાસે શરણરહિત છે. દેહનું યથાર્થ સ્વરૂપ પ્રથમથી જાણી તેનું મમત્વ નિવૃત્ત કરી નિજસ્થિરતાને અથવા જ્ઞાનીના માર્ગની યથાર્થ પ્રતીતિ પામ્યા છે તે જ જીવ તે મરણકાળે શરણસહિત

કરવા યોગ્ય ઔષધાદિ આત્મમર્યાદામાં રહી ગ્રહણ કરતા, પરંતુ મુખ્યપણે તે પરમ ઉપશમને જ સર્વોત્કૃષ્ટ ઔષધ-રૂપે ઉપાસતા.

ઉપયોગ લક્ષણે સનાતનસ્ફુરિત એવા આત્માને દેહથી, તૈજસ અને કાર્મણ શરીરથી પણ ભિન્ન અવલોકવાની દૃષ્ટિ સાધ્ય કરી, તે ચૈતન્યાત્મકસ્વભાવ આત્મા નિરંતર વેદક સ્વભાવવાળો હોવાથી અબંધદશાને સંપ્રાપ્ત ન થાય ત્યાં સુધી શાતા અશાતારૂપ અનુભવ વેદ્યા વિના રહેવાનો નથી એમ નિશ્ચય કરી, જે શુભાશુભ પરિણામધારાની પરિણતિ વડે તે શાતા અશાતાનો સંબંધ કરે છે તે ધારા પ્રત્યે ઉદાસીન થઈ, દેહાદિથી ભિન્ન અને સ્વરૂપ-મર્યાદામાં રહેલા તે આત્મામાં જે ચલ સ્વભાવરૂપ પરિણામધારા છે તેનો આત્યંતિક વિયોગ કરવાનો સન્માર્ગ ગ્રહણ કરી, પરમ શુદ્ધ ચૈતન્યસ્વભાવરૂપ પ્રકાશમય તે આત્મા કર્મયોગથી સકલંક પરિણામ દર્શાવે છે તેથી ઉપરામ થઈ, જેમ ઉપશમિત થવાય, તે ઉપયોગમાં અને તે સ્વરૂપમાં સ્થિર થવાય, અચલ થવાય, તે જ લક્ષ, તે જ ભાવના, તે જ ચિંતવના અને તે જ સહજ પરિ-ણામરૂપ સ્વભાવ કરવા યોગ્ય છે. મહાત્માઓની વારંવાર એ જ શિક્ષા છે.

તે સન્માર્ગને ગવેષતા, પ્રતીત કરવા ઇચ્છતા, તેને સંપ્રાપ્ત કરવા ઇચ્છતા એવા આત્માર્થી જનને પરમવીત-રાગસ્વરૂપ દેવ, સ્વરૂપનૈષ્ઠિક નિસ્પૃહ નિર્ગ્રંથરૂપ ગુરુ, પરમ-

દયામૂળ ધર્મવ્યવહાર અને પરમશાંત રસ રહસ્યવાક્યમય સત્શાસ્ત્ર, સન્માર્ગની સંપૂર્ણતા થતાં સુધી પરમભક્તિ વડે ઉપાસવા યોગ્ય છે; જે આત્માના કલ્યાણનાં પરમ-કારણો છે.

અત્ર એક સ્મરણ સંપ્રાપ્ત થયેલી ગાથા લખી આ પત્ર સંક્ષેપીએ છીએ.

भीसण नरयगईए तिरियगईए कुदेवमणुयगईए;
पत्तोसि तिव्व दुःखं भावहि जिणभावणा जीव ।

ભયંકર નરકગતિમાં, તિર્યંચગતિમાં અને માઠી દેવ તથા મનુષ્યગતિમાં હે જીવ! તું તીવ્ર દુઃખને પામ્યો, માટે હવે તો જિનભાવના (જિન ભગવાન જે પરમશાંત રસે પરિણમી સ્વરૂપસ્થ થયા તે પરમશાંતસ્વરૂપ ચિંતવના) ભાવ-ચિંતવ (કે જેથી તેવાં અનંત દુઃખોનો આત્યંતિક વિયોગ થઈ પરમ અવ્યાબાધ સુખસંપત્તિ સંપ્રાપ્ત થાય.)

ૐ શાંતિઃ શાંતિ: શાંતિ:



(૭૨૮) ૯. મમત્વ નિવૃત્તિ

શ્રી માણેકચંદનો દેહ છૂટવા સંબંધી ખબર જાણ્યા.

સર્વ દેહધારી જીવો મરણ પાસે શરણરહિત છે. માત્ર તે દેહનું યથાર્થ સ્વરૂપ પ્રથમથી જાણી તેનું મમત્વ છેદીને નિજસ્થિરતાને અથવા જ્ઞાનીના માર્ગની યથાર્થ પ્રતીતિને પામ્યા છે તે જ જીવ તે મરણકાળે શરણસહિત

શ્રી તીર્થંકરાદિએ ફરી ફરી જીવોને ઉપદેશ કર્યો છે, પણ જીવ દિશામૂઢ રહેવા ઇચ્છે છે ત્યાં ઉપાય પ્રવર્તી શકે નહીં. ફરી ફરી ઠોકી ઠોકીને કહ્યું છે કે એક આ જીવ સમજે તો સહજ મોક્ષ છે નહીં તો અનંત ઉપાયે પણ નથી. અને તે સમજવું પણ કંઈ વિકટ નથી. કેમકે જીવનું સહજ જે સ્વરૂપ છે, તે જ માત્ર સમજવું છે; અને તે કંઈ બીજાના સ્વરૂપની વાત નથી કે વખતે તે ગોપવે કે ન જણાવે, તેથી સમજવી ન બને પોતાથી પોતે ગુપ્ત રહેવાનું શી રીતે બનવા યોગ્ય છે? પણ સ્વપ્નદશામાં જેમ ન બનવા યોગ્ય એવું પોતાનું મૃત્યુ પણ જીવ જુએ છે, તેમ અજ્ઞાનદશારૂપ સ્વપ્નરૂપયોગે આ જીવ પોતાને, પોતાનાં નહીં એવાં બીજાં દ્રવ્યને વિષે સ્વપણે માને છે, અને એ જ માન્યતા તે સંસાર છે, તે જ અજ્ઞાન છે, નરકાદિગતિનો હેતુ તે જ છે, તે જ જન્મ છે, મરણ છે અને તે જ દેહ છે, દેહના વિકાર છે, તે જ પુત્ર, તે જ પિતા તે જ શત્રુ, તે જ મિત્રાદિ ભાવકલ્પનાના હેતુ છે, અને તેથી નિવૃત્તિ થઈ ત્યાં સહજ મોક્ષ છે. અને એ જ નિવૃત્તિને અર્થે સત્સંગ સત્પુરુષાદિ સાધન કહ્યાં છે અને તે સાધન પણ જીવ જો પોતાના પુરુષાર્થને તેમાં ગોપવ્યા સિવાય પ્રવર્ત્તાવે તો જ સિદ્ધ છે. વધારે શું કહીએ? આટલો જ સંક્ષેપ જીવમાં પરિણામ પામે તો તે સર્વ વ્રત, યમ, નિયમ, જપ યાત્રા, ભક્તિ શાસ્ત્રજ્ઞાન આદિ કરી છૂટ્યો એમાં કંઈ સંશય નથી. એજ વિનંતી.

## (૬૦૧) ૨૧. અસંગતાનો અભ્યાસ કરો

ૐ

જગત વિષયના વિક્ષેપમાં સ્વરૂપવિશ્રાન્તિ વડે વિશ્રાન્તિ પામતું નથી. અનંત અવ્યાબાધ સુખનો એક અનન્ય ઉપાય સ્વરૂપસ્થ થવું તે જ છે. એજ હિતકારી ઉપાય જ્ઞાનીઓ દીઠો છે.

ભગવાન જિને દ્વાદશાંગી એ જ અર્થે નિરૂપણ કરી છે, અને એ જ ઉત્કૃષ્ટતાથી તે શોભે છે, જયવંત છે.

જ્ઞાનીનાં વાક્યના શ્રવણથી ઉલ્લાસિત થતો એવો જીવ, ચેતન, જડને ભિન્નસ્વરૂપ યથાર્થપણે પ્રતીત કરે છે, અનુક્રમે સ્વરૂપસ્થ થાય છે.

યથાસ્થિતિ અનુભવ થવાથી સ્વરૂપસ્થ થવા યોગ્ય છે.

દર્શનમોહ વ્યતીત થવાથી જ્ઞાનીના માર્ગમાં પરમ ભક્તિ સમુત્પન્ન થાય છે, તત્ત્વપ્રતીતિ સમ્યક્‌પણે ઉત્પન્ન થાય છે.

તત્વપ્રતીતિ વડે શુદ્ધ ચૈતન્ય પ્રત્યે વૃત્તિનો પ્રવાહ વળે છે. શુદ્ધ ચૈતન્યના અનુભવ અર્થે ચારિત્રમોહ વ્યતીત કરવા યોગ્ય છે.

ચારિત્રમોહ, ચૈતન્યના–જ્ઞાની પુરુષના સન્માર્ગના નૈષ્ઠિકપણાથી પ્રલય થાય છે.

અસંગતાથી પરમાવગાઢ અનુભવ થવા યોગ્ય છે.

હે આર્ય મુનિવરો! એ જ અસંગ શુદ્ધ ચૈતન્યાર્થે

અસંગ યોગને અહોનિશ ઇચ્છીએ છીએ. હે મુનિવરો! અસંગતાનો અભ્યાસ કરો.

જે મહાત્માઓ અસંગ ચૈતન્યમાં લીન થયા, થાય છે અને થશે તેને નમસ્કાર. ૐ શાંતિઃ



## ૨૨. આત્મરમણતા-ભાવના

मा चिट्ठह मा जंपह मा चिंतह किं वि जेण होई थिरो।
अप्पा अप्पम्मि रओ इणमेव परं हवे झाणं ॥
— શ્રીદ્રવ્યસંગ્રહ

હે! વિવેકી જનો, કાયાની કાંઈપણ ચેષ્ટા ન કરો, વચનનો કંઈ પણ ઉચ્ચાર ન કરો, મનથી કાંઈ પણ ચિંતવન ન કરો, જેથી ત્રણે યોગ સ્થિર થાય. આત્મા આત્મસ્વરૂપને વિષે સ્થિર થાય, રમણતા કરે, તે જ નિશ્ચયથી પરમ ઉત્કૃષ્ટ ધ્યાન છે.



## ૨૩. આત્મધ્યાન

ૐ નમઃ

સર્વ વિકલ્પનો, તર્કનો ત્યાગ કરીને.

મનનો
વચનનો
કાયાનો
ઇન્દ્રિયનો
આહારનો
નિદ્રાનો

કરીને

છે, ત્યાં તે વેદનીયનો ક્ષય થયે, નાશ થયે મૃત્યુ મહોત્સવ છે. કર્મનો નાશ તે મૃત્યુ મહોત્સવ છે. હરખ શોક કરવા જેવું નથી; દૃષ્ટા રહી જોયા કરો. શ્રદ્ધા માન્યતા તો તે જ. સદ્‌ગુરુ, પ્રત્યક્ષ પુરુષ સહજાત્મસ્વરૂપ પરમગુરુ —જ્ઞાનદર્શનમય શ્રીમદ્‌ રાજચંદ્ર તે જ ગુરુ છે જી.

નિર્ભય રહો; મૃત્યુ છે. નહિ. કોઈ પણ પ્રકારે ચિત્તમાં ખેદ હર્ષ-શોક નહિ લાવતાં, કોઈ જાતનો સંકલ્પ-વિકલ્પ નહિ લાવતાં, મનમાં હર્ષ ઉલ્લાસ લાવો. દુઃખને જાણ્યું તે જવાનું છે ત્યાં શોક નહિ કરવો. મ્યાનથી તરવાર જુદી છે તેમ દેહથી આત્મા જુદો છે. દેહને લઈને વ્યાધિ –પીડા થાય છે; તે જવાને આવી છે.

આત્મા છે તે સદ્‌ગુરુએ યથાતથ્ય જાણ્યો છે. જેવો તેમણે જાણ્યો છે, તેવો મારે માન્ય છે, ભવો ભવ તેની શ્રદ્ધા હો! મેં તો અત્યારથી તેને માન્ય કરી, શ્રદ્ધા પ્રતીતિ, રુચિ, સહિત કોઈ સંતસમાગમયોગે જાણ્યો તે મારે માન્ય છે. હવે મારે કોઈ ડર રાખવાનો નથી. ઉદયકર્મે મનાય છે, ભોગવાય છે તે મારું નથી, મારું નથી. જે મેં મારું માન્યું છે તે સર્વ મારું નથી, તે સર્વ સદ્‌ગુરુને અર્પણ છે. મારું છે તે જ્ઞાન–દર્શન–ચારિત્ર તે સદ્‌ગુરુએ જાણ્યું છે. તે આત્મા યથાતથ્ય, જેવો છે તેવો જાણ્યો છે તે મારો, બાકી મારું છે જ નહિ!

અત્રે સમાધિ છે; તમે સમાધિમાં રહો. સર્વ વસ્તુ સંકલ્પવિકલ્પમાં આવે તે મારી નથી. જેટલું દુઃખ દેખાય

જો તે આત્મા જાણ્યો છે. આત્માનાં ગુણ આત્મામાં છે. ચિંતા હર્ષ-શોક કરવા જેવું નથી. કોઈ વાતે ખેદ નથી તેમ નથી. કાંઈ આવરણ નથી. ગુણ, ગુણ અને ગુણ છે. ભાવ ભાવનો નાશ થવાનો છે; તેવો અવસર છે. રોગ દોષ ત્યાં તમારે કર્મ ખરો. ગણી વાતે સુખ છે. ભેગ કાળમાં લાડુ છે. મરણ તો છે નહિ. સમતા ધીરજ રાખી શાંતિનાણું વર્તવું. જેટલું આવવું હોય તેટલું આવે; તે બધાનો નાશ થશે. અને આત્માની છૂટ થશે—નક્કી માનજો. હિમ્મત હારશો નહિ. ક્ષણે ક્ષણે વૃત્તિ પલટાય છે. આત્મા મરતો નથી.

મરણ છે જ નહિ. કલ્પનાથી, અહંભાવ મમત્વભાવથી, ભ્રાન્તિથી ભૂલ્યો છે. તે ભૂલી સદ્ગુરુની આજ્ઞાએ સાવધાન થશો. જે જાય છે તે ફરી ભોગવાતું નથી. દેહમાં જણાતું દુઃખ તેથી કંઈ હાનિ નથી. તેથી આત્મા નિઃશંક ભિન્ન દ્રષ્ટા-સાક્ષી છે જી. તે સદ્ગુરુએ જોયો છે. તે શ્રદ્ધું છું, માનું છું. ભવોભવ એ માન્યતા હો !

સહજાત્મસ્વરૂપ શુદ્ધ ચૈતન્ય સ્વામીને નમસ્કાર હો ! સર્વજ્ઞદેવ, નમસ્કાર હો ! પરમગુરુ, નમસ્કાર હો !

સમય સમય આ જીવ મરી રહ્યો છે, શુભાશુભ ગલને ફરસ્યાં છે. જ્ઞાની સમભાવમાં છે. દેહ છૂટવા ે ભય કર્તવ્ય નથી, હર્ષ-વિષાદ ઘટે નહીં; અશુભ આદિ મિથ્યા માઠાં મનનાં પરિણામ તે જ હાનિ અને જ મરણ છે. આત્મા સર્વ શાતા અશાતાનો દ્રષ્ટા છે.

જે જે જન્મ્યા છે તે દરેકને કોઈને કોઈ નિમિત્તે મરણ તો અવશ્ય આવવાનું જ છે. મહાન અતિશયધારી એવા તીર્થંકરો પણ નાશવંત દેહને અવિનાશી કરી શક્યા નથી, તો આયુષ્ય ભોગવાઈ રહેતાં પ્રાપ્ત થતા મરણને રોકવા અન્ય કોઈ સમર્થ છે? વહેલે કે મોડે આપણે પણ એ મરણની કસોટીમાં થઈને પસાર થવાનું છે એમ વિચારી સમાધિમરણની તૈયારીરૂપ સદ્‌વિચાર કષાયની મંદતા કે ક્ષય, મોહ અને દેહાધ્યાસના ત્યાગાદિ માટે નિવૃત્તિ દ્રવ્ય, નિવૃત્તિ ક્ષેત્ર, નિવૃત્તિકાળ અને નિવૃત્તિ ભાવનું સેવન, સત્સંગ, સત્સમાગમ, સત્પુરુષ અને તેની વાણીનું બહુમાનપણું, વૈરાગ્ય ઉપશમાદિનું આરાધન આજથી આપણે કરી લેવા યોગ્ય છે. જો આટલો ભવ સમ્યક્‌સ્વરૂપ ધર્મને આરાધવામાં ગાળવામાં આવે તો અનેક ભવનું સાટું વળી રહેવા યોગ્ય છે જી.

વળી મોટા પુરુષોએ આયુષ્યની છેલ્લી ઘડીને જ મરણ નથી કહ્યું, પણ ક્ષણે ક્ષણે આયુષ્યની દોરી ઘટતી જાય છે, તે ક્ષણ ક્ષણ જે વિભાવમાં ગઈ તો તે મરણ જ છે. વિભાવ પરિણતિ જેની અટકી નથી તેને જ્ઞાની પુરુષોએ ચાલતાં ચાલતાં મડદાં જ કહ્યાં છે. જેટલો કાળ સ્વભાવ દશામાં જાય છે તેને જ્ઞાનીઓ જીવન કહે છે. બાકીનો કાળ મરવામાં જ જીવ ગાળે છે. આ હિસાબે તો આપણે આપણા જીવનની ઘાત ચાલી રહી છે તેનો જ ખેદ કરવાનો છે.

શ્રી સદ્‌ગુરુએ કહ્યો છે એવા નિર્ગ્રંથ માર્ગનો સદાય આશ્રય રહો. હું દેહાદિ સ્વરૂપ નથી અને દેહ સ્ત્રી પુત્રાદિ કોઈ પણ મારાં નથી, શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી એવો હું આત્મા છું. એમ આતમભાવના કરતાં રાગદ્વેષનો ક્ષય થાય.

જુવાની, નીરોગી અવસ્થા અને સુખ વૈભવ ભોગવવાના પ્રસંગો કરતાં આવી વેદનીના પ્રસંગો જીવને કલ્યાણનાં કારણ હોવાથી અમૃત સમાન છે, પણ દૃષ્ટિ ફરી નથી ત્યાં સુધી બહારની વસ્તુઓમાં સુખ લાગે છે અને તે છોડવાનો વખત આવે ત્યારે કઠણ લાગે છે. પણ આત્માના સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યગ્ચારિત્ર આદિ ગુણો તો અવિનાશી છે. છોડયા છૂટે તેમ નથી. માત્ર તેનું ભાન નથી. એ કોઈ સંતના યોગે સાંભળી, વિચારી, સમ્યગ્ પ્રકારે માનવાથી પરિણામ બદલાય છે. અને જેમ છે તેમ જીવની યોગ્યતાએ સમજાય છે. એ આત્મભાવનાથી આત્મગતિ થાય છે.

અનાદિ કાળથી જીવ પર્યાય દૃષ્ટિમાં જ ફસાઈ રહ્યા છે. તેથી શરીર આદિ પર્યાયોમાં અહંભાવ મમત્વભાવ કરી તેમાં હર્ષશોક રાગદ્વેષ કર્યા કરે છે. તેથી જન્મમરણ ઊભાં થાય છે. જન્મમરણના કારણભૂત તેવી પર્યાયદૃષ્ટિ તજવા યોગ્ય છે એમ જ્ઞાની પુરુષો પોકારી પોકારીને કહી ગયા છે છતાં જીવ અનાદિના અધ્યાસને લઈને તે વાત માન્ય કરતો નથી, ગળે ઉતારતો નથી. નહિ તો સર્વ દુઃખનો નાશ કરનાર એવું જે સમ્યક્ત્વ તે જીવ

અલ્પ સમયમાં પ્રાપ્ત કરે; સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાનું પ્રબળ કારણ સદ્ગુરુકૃપાથી દ્રવ્યદષ્ટિનો અભ્યાસ કરવો એ છે. જ્યારે પર્યાયદષ્ટિ દુઃખકારક જન્મમરણનું કારણ અને અનેક પાપોનું મૂળ જણાય અને સુખનું સાધન તથા સત્ય વસ્તુ દર્શાવનાર પરમ હિતકારી એવી દ્રવ્યદષ્ટિની સમજ સદ્ગુરુ દ્વારા પ્રાપ્ત થાય તથા તેવાં આત્મપરિણામ વર્ત્યા કરે ત્યારે આત્માનું કલ્યાણ સહેજે થાય એમ છે.

ભારી પીળો ચીકણો, કનક અનેક તરંગ રે,
પર્યાય દૃષ્ટિ ન દીજીએ, એક જ કનક અભંગ રે. ધર્મ૦

દર્શન જ્ઞાન ચરણ થકી અલખ સ્વરૂપ અનેક રે,
નિર્વિકલ્પ રસ પીજીએ, શુદ્ધ નિરંજન એક રે. ધર્મ૦

દ્રવ્યદષ્ટિથી આત્મા કોઈનો પિતા નથી, માતા નથી, પતિ નથી, ભાઈ નથી, એકલો આવ્યો છે, એકલો જવાનો છે. આત્મા બાળક નથી, વૃદ્ધ નથી, જનમતો નથી, મરતો નથી. નિર્ધન નથી, ધનવાન નથી, ભૂખ્યો નથી, તરસ્યો નથી, દુઃખી નથી, સુખી નથી, દેવ નથી, મનુષ્ય નથી, સ્ત્રી નથી, પુરુષ નથી. આ મૂળ આત્માનું સ્વરૂપ સર્વ પરદ્રવ્યથી ભિન્ન અસંગ સ્વરૂપ સદ્ગુરુ કૃપાથી શ્રદ્ધામાં આવે, તેની માન્યતા થઈ જાય તો આ ભવ સફળ થઈ જાય. આ શુદ્ધ સ્વરૂપની ભાવના તે જ ઉત્તમ તપ છે, જપ છે, ભક્તિ છે, ધ્યાન છે, અને સંયમ છે. અંતરંગમાં આવી શ્રદ્ધા રાખી પર્યાય દૃષ્ટિથી મોહ થાય છે. તે મનમાંથી તોડી નાખીને મારું કંઈ નથી એમ માનવું.

હું મરી ગયો હોત તો જેમ આ મારું ન માનત તેમ જ જીવતાં છતાં મારાપણું મનમાંથી કાઢી નાખી યથા-પ્રારબ્ધ જે વ્યવહાર કરવો પડે તે ઉપર ઉપરથી નિર્મોહી પણે કરવા યોગ્ય છે જી. સમતા ભાવમાં વર્તવાનો પુરુષાર્થ કર્તવ્ય છે જી.

આ વાત લક્ષમાં રાખી પ્રસંગે પ્રસંગે, ક્યાંયે ક્યાંયે; જાગૃતિપૂર્વક આત્માની ભાવના ભાવવા યોગ્ય છે. આવો પુરુષાર્થ કરાય તો તે અવશ્ય કલ્યાણકારી છે.

અમૂલ્ય વસ્તુ તો આત્મા છે. તે જ્ઞાનીએ જાણ્યો છે એ નિઃશંક વાત છે. અને તેવો જ આપણો આત્મા છે. અત્યારે તેનું ભાન નથી, તો પણ તે માન્ય કરવું અત્યારે બની શકે તેમ છે. આટલી પકડ મરણ વેદના વખતે પણ રહે તેવો અભ્યાસ થઈ જાય તો સમાધિમરણ આવે. જન્મમરણનાં દુઃખ ટળે અને કામ થઈ જાય. કરોડો રૂપિયા કમાવા કરતાં વધારે કીમતી આ કામ કરવા યોગ્ય છે. સ્મૃતિમાં રાખી લઈ મંડી પડવા યોગ્ય છે. ફિકરકા ફાકા ભર્યા તાકા નામ ફકિર, એની પેઠે નિશ્ચિંત થઈ જવાય એવું છે. સત્પુરુષાર્થ કર્તવ્ય છે જી. કૃપાળુદેવે મને કહ્યું, મુનિ, હવે તમારે શું છે? હવે શું છે? બીજું તમારું નહિ. એક આત્મા. તરત બેસી ગયું. માટે છોડવું પડશે. મૂકવું પડશે. જે જાણ્યું તે નવિ જાણ્યું, નવિ જાણ્યું તે જાણ્યું.

પહેલાં શ્રદ્ધા કરી લો. કોની? જે હોય (સત)

તેની. સાચાને પકડે તો હાથ આવે. મૂળ એકડો ભણવાની વાત આટલી જ છે. તે માનો. એ તારું બળ અને સ્ફુરણા. બીજાના હાથમાં નથી. તારા જ હાથમાં છે. માટે થઈ જા તૈયાર. તારી વારેવાર.

"આપ સ્વભાવમેં રે અવધુ સદા મગનમેં રહેના."

'અબધુ' એ આત્મા. આત્મા આત્માને ઉદ્દેશીને બૂમ મારે છે તે ધ્યાનમાં લેતો નથી.

નિર્દોષ સુખ નિર્દોષ આનંદ લ્યો ગમે ત્યાંથી ભલે;
એ દિવ્ય શક્તિમાન જેથી જંજીરેથી નીકળે.

આત્માનું લક્ષણ—જાણવું, દેખવું અને સ્થિર રહેવું તે—નિરંતર સ્મરણમાં અનુભવમાં રાખવું. પછી ભલેને મરણ સમયની વેદના આવી પડી હોય, પણ 'જાણું દેખું તે હું'; બીજું તો જાય છે. ચાહીને તેને હાથ જોડી અતિથિની પેઠે વિદાય થતું જ જોવાનું માત્ર છે. તેમાં આત્માને કંઈ વળગે તેમ નથી. —નહીં લેવા કે દેવા! જે જે ઉદય દેખાય છે તે જવાને વાસ્તે—આવ્યું કે ચાલ્યું વજ્ર તાળાં વાસીને કહેવું કે જે આવવું હોય તે આવોને —મરણ આવો, અશાતા આવો, સુખ આવો, દુઃખ આવો, ચાહે તે આવો; પણ તે મારો ધર્મ નથી. મારો ધર્મ તો જાણવું, દેખવું અને સ્થિર થવું એ જ છે, બીજું બધું પુદ્‌ગલ પુદ્‌ગલ અને પુદ્‌ગલ. ચકરી ચઢે, બેભાન થઈ જવાય અને શ્વાસ ચઢે એ બધું દેહથી જુદા થઈને બેઠા બેઠા જોવાની મજા પડે છે.

જાગૃત, જાગૃત અને જાગૃત રહેવું. હાય! હાય! હવે મરી જવાશે; આ તે કેમ સહેવાય? એવું એવું મનમાં ન આવવું જોઈએ. વસ્તુ જાણ્યા પછી ભૂલી કેમ જવાય? દેહ તે હું નહિ, એ નિશ્ચય થઈ જવો જોઈએ. આગળ ઘણા એવા થઈ ગયા છે કે જેમને ઘાણીમાં ઘાલી પીલેલા, પણ તેમનું ચિત્ત વિભાવમાં નહિ ગયેલું.

વિશ્વાસ અને દઢતાથી ગુરુ આજ્ઞાનું પાલન કરવું. જ્ઞાનીએ આત્મા જાણ્યો છે તે જ મારે માન્ય છે. એવી શ્રદ્ધા જ કામ કાઢી નાખે છે.

સુખદુઃખ તો જ્ઞાની અજ્ઞાની બન્નેને કર્મવશાત્ ભોગવવાં પડે; પણ દૃષ્ટિ જ બદલવાની જરૂર છે. સર્વ સવળું કરી લેવું. આપ સ્વભાવમેં રે અબધુ સદા મગનમેં રહેના. 'સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ' ના જાપમાં કાળ વ્યતીત કરવો. તેથી નિર્જરા થાય.

જે ગમે તેને ન ગમાડવું અને ન ગમે તે ગમાડવું. દુઃખ આવો, મોત આવો, ગમે તે આવો—ભલેને તેથી વધારે આવો, જેટલું આવવું હોય તેટલું આવો! એ ક્યાં આત્માનો ધર્મ છે? એ બોલાવ્યું આવવાનું નથી અને 'ના આવે, મટી જાય, સારૂં થાય' એમ કહ્યે ઓછું થવાનું નથી. તો પછી તેનાથી ડરવું શું? જેમ જ્ઞાની પુરુષે દીઠું છે તેવું મારું સ્વરૂપ છે. એનું માનેલું મારે માન્ય છે; પછી બીજું ચાહે તે આવે. તેને મારું માનું તો મને દુઃખ છે ને?

ત્રણ ગુપ્તિ-મન, વચન, કાયાની અને પાંચ સમિતિ -આજ્ઞાના ઉપયોગપૂર્વક બોલવું, ચાલવું, આહાર ગ્રહણ કરવો, વસ્ત્રાદિ લેવાં મૂકવાં અને નિહાર ક્રિયા, આમ આઠે બાબતોમાં ઉપયોગ રાખીને વર્તે તે 'પ્રવચન અંજન ઘટપટ વિષે બોલતાં પહેલાં આત્મા તરફ ઉપયોગ રહે, પહેલો આત્મા અને પછી બીજું. જ્યાં જુઓ ત્યાં આત્મા, આત્મા, આત્મા. રોમે રોમ એ સાચો, સાચો, થઈ રહ્યું છે.

આત્મા ઉપયોગસ્વરૂપ છે. ઉપયોગ સદાય નિરંતર છે. તે ઉપયોગ ઉપર ઉપયોગ રાખવો. સૂર્યચંદ્ર વાદળાં આડે ન દેખાય તો પણ છે એમ પ્રતીતિ છે, તેમ શુદ્ધ સ્વરૂપ છે એ પ્રતીતિ ભૂલવા યોગ્ય નથી. ઉપયોગ ભૂલી જવાય છે. એ ભૂલ મહાવીર સ્વામીએ દીઠી તે ઠામઠામ આગમમાં ઉપદેશી છે. એ સર્વ ભૂલની બીજભૂત ભૂલ છે.

આસો ૧૯૮૫

દિવાળી ઉપર [1]ત્રણ દિવસ થઈને ૧૦૮ માળા ગણવી જોઈએ. એકી વખતે ૧૦૮ ગણવી હોય તે તેમ કરે-ત્રણ પહોર જાગીને કરે. તેમ ન કરી શકે તેણે પાખીને દિવસે એટલે ચૌદશને દિવસે ૩ માળા 'સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ' મંત્રની, ૨૮ માળા 'પરમગુરુ નિર્ગ્રંથ સર્વજ્ઞ દેવ' મંત્રની અને ૫ માળા 'આતમભાવના ભાવતાં જીવ લહે

---

૧. સંવત ૧૯૮૬ માં પ. પૂ. પ્રભુશ્રીએ ત્રણ દિવસને બદલે ચાર દિવસ એટલે તેરશ, ચૌદશ, દિવાળી અને એકમના દિવસે રાત્રે છત્રીશ માળાઓ ફેરવવાનો ક્રમ જણાવ્યો હતો.

જાગૃત, જાગૃત અને જાગૃત રહેવું. હાય! હાય! હવે મરી જવાશે; આ તે કેમ સહેવાય? એવું એવું મનમાં ન આવવું જોઈએ. વસ્તુ જાણ્યા પછી ભૂલી કેમ જવાય? દેહ તે હું નહિ, એ નિશ્ચય થઈ જવો જોઈએ. આગળ ઘણા એવા થઈ ગયા છે કે જેમને ઘાણીમાં ઘાલી પીલેલા, પણ તેમનું ચિત્ત વિભાવમાં નહિ ગયેલું.

વિશ્વાસ અને દૃઢતાથી ગુરુ આજ્ઞાનું પાલન કરવું. જ્ઞાનીએ આત્મા જાણ્યો છે તે જ મારે માન્ય છે. એવી શ્રદ્ધા જ કામ કાઢી નાખે છે.

સુખદુઃખ તો જ્ઞાની અજ્ઞાની બન્નેને કર્મવશાત્ ભોગવવાં પડે; પણ દૃષ્ટિ જ બદલવાની જરૂર છે. સર્વ સવળું કરી લેવું. આપ સ્વભાવમેં રે અબધુ સદા મગનમેં રહેના. 'સહજાત્મસ્વરૂપ પરમ ગુરુ' ના જાપમાં કાળ વ્યતીત કરવો. તેથી નિર્જરા થાય.

જે ગમે તેને ન ગમાડવું અને ન ગમે તે ગમાડવું. દુઃખ આવો, મોત આવો, ગમે તે આવો—ભલેને તેથી વધારે આવો, જેટલું આવવું હોય તેટલું આવો! એ ક્યાં આત્માનો ધર્મ છે? એ બોલાવ્યું આવવાનું નથી અને 'ના આવે, મટી જાય, સારૂં થાય' એમ કહે ઓછું થવાનું નથી. તો પછી તેનાથી ડરવું શું? જેમ જ્ઞાની પુરુષે દીઠું છે તેવું મારું સ્વરૂપ છે. એણે માનેલું મારે માન્ય છે; પછી બીજું ચાહે તે આવે. તેને મારું માન્યું ...રે મને દુઃખ છે ને?

સત્પુરુષ ઉપર શ્રદ્ધા થાય, શાસ્ત્રના વાંચનથી તે શ્રદ્ધાને પોષણ મળે અને આત્મા ઓળખવાને જીવને તીવ્રતા જાગે ત્યારે સત્પુરુષના બોધે એવી શ્રદ્ધા થાય કે આ આત્માનું સ્વરૂપ છે. એટલે જ્ઞાનીને આત્માની શ્રદ્ધા છે તેવી શ્રદ્ધા થાય તે સમ્યક્ત્વ છે. તેથી કરીને જ્ઞાની કહેવાય છે અને તેમને નિરાસ્રવ કહ્યા છે.

દુઃખાદિ પ્રસંગે જોનાર તે હું છું. કર્મફળરૂપ દુઃખ તો શરીરમાં છે-એમ ભેદજ્ઞાન સદ્ગુરુદ્વારા ન થયું તેથી અગિયાર અંગનો અભ્યાસ નિષ્ફળ ગયો. દુઃખાદિ વખતે દેખનાર જુદો રહે તો સમકિત છે.

સદ્ગુરુએ મંત્ર આપ્યો છે તે આત્મા જ આપ્યો છે. તે પ્રગટ થવા માટે પ્રેમની જરૂર છે. પ્રેમમાં બધું આવી ગયું. હરતાં-ફરતાં, બેસતાં-ઊઠતાં એક આત્મા જ જોવો. એક્કો હોય તે બીજું જુએ. એવો દૃઢ અભ્યાસ થઈ જાય તેને પછી જે ઉદયમાં આવે તે કંઈ હાનિ કરતું નથી, મરવા આવે છે, પછી તેને કંઈ ફિકર નથી.

'સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્ર સિવાય મારું કોઈ નથી' આ જ્ઞાનીનું કહેલું માન્ય કરવાની પ્રતિજ્ઞા કર્તવ્ય છે. એ જ વારંવાર ચિંતવવા યોગ્ય છે.

આત્મા જોવા પ્રત્યે પ્રેમ, કાળજી રાખવી. સત્પુરુષના બતાવ્યા વિના બને તેમ નથી. બોધની જરૂર છે. સત્પુરુષ પાસે અજબ ચમત્કારિક કળા છે! કઈ વખતે આત્મા નથી?

કેવળજ્ઞાન રે,' મંત્રની એમ છત્રીસ માળા ફેરવવી. તેથી જ (૩૬) દિવાળીને દિવસે સાંજે અને છત્રીસ એકમની સાંજે એમ ૧૦૮ માળા ત્રણ દિવસ થઈને ફેરવવી.

તે છત્રીસ માળા સુધી પણ જે સામાયિકમાં બેઠા હોય તેમ ન બેસી શકે તે સવાર–સાંજ થઈને ૩૬ માળા ફેરવી લે. એમ ૧૦૮ માળા સમાધિ મરણની ઇચ્છાથી ફેરવે. કોઈ પણ પ્રકારની આ લોક પરલોકની વાંછા—નિયાણું ન કરે, ત્રણે દિવસ યથાશક્તિ તપ : કરે, ઉપવાસ, એકટાણું કે નીરસ આહારથી ચલાવે તથા બ્રહ્મચર્ય પાળે. શુભ ભાવનામાં ત્રણે દિવસ ગાળે તો તે સમાધિ મરણની તૈયારી છે.

'જૈન વ્રત કથા'માં જેમ ઘણા દુઃખિયાઓએ દુઃખથી મુક્ત થવા ઉપાય પૂછેલા છે અને સાધુ મુનિઓએ જણાવેલા વ્રતથી લાભ મેળવી જેમ કલ્યાણ તેમણે સાધ્યું છે, તેમ આ વ્રત પણ તેવું જ છે. દરરોજ ત્રણે દિવસ આત્મસિદ્ધિ વગેરેનો નિત્યક્રમ પણ ચાલુ રાખવો.

'જગત્ આત્મારૂપ માનવામાં આવે,' પરને પુદ્ગલમાં કાઢી નાખી આત્માને જોવો. જોનાર હોય તો જોવાય છે. તેને પડી મૂકીને જોવાની ટેવ છે તે બદલી નાખવી. કરવું પડશે.

'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' મંત્રનું સ્મરણ નિરંતર કર્તવ્ય છે. હાલ તે બની શકે તેમ છે. પછી જે બાકી રહે છે તે પણ અવશ્ય પ્રાપ્ત થશે.

જેને દેહાધ્યાસ છૂટયો તે કરે છે છતાં નથી કરતા —ખાય છે છતાં નથી ખાતા, બોલે છતાં નથી બોલતા, ભોગવે છે છતાં નથી ભોગવતા—આ આશ્ચર્ય તો જુઓ! ક્યારે એને ભેદજ્ઞાન થયું ને? છે જગતમાં અને જગતમાં નથી, છે દેહમાં અને દેહમાં નથી! એ સમજણમાં ફેર પડી ગયો ને!

આ તો 'સુખ આવ્યું, દુઃખ આવ્યું, પૂજા થઈ. સત્કાર થયો, વ્યાધિ આવી, મરણ આવ્યું" એમ માની બેઠો છે ત્યાં કર્તા ભોક્તા થયો. કેવો છે પોતે? સિદ્ધ સમાન. નહિ નાનો, નહિ મોટો, દૃષ્ટિની ભૂલ છે; આ ભૂલ નથી નીકળી, બાળકની પેઠે બહાર જુએ છે; આ નથી જોતો. પર્યાય દેખીને તેને આત્મા માન્યો. ઘરડો છું, દુઃખિયો છું,-એ બધું ખોટું માન્યું છે. તું મોક્ષ સ્વરૂપ છો.

"જેન ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ."

તું આવો નથી. બાધાપીડા રહિત, અનંત જ્ઞાન દર્શન-વાળો તું છું, વિશ્વાસ આવશે? ખોટું એને સાચું માનવું એ કેવી મોટી ભૂલ? મૂળ વસ્તુ વિચારી નથી. અજર, અમર, અવિનાશી, શાશ્વતો! નથી સ્ત્રી, નથી પુરુષ, એવો તું આત્મા છું. અમે કહીએ છીએ તે સાચું માન. વિચાર આવ્યો તો આનંદ આનંદ થઈ જાય.

શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહિયે કેટલું ? કર વિચાર તો પામ.

આ ત્રણ ગાથાઓમાં આમ પકડાવી દીધો છે. મરણ

તેને વિસારવા યોગ્ય નથી. શૂરવીર થવાની જરૂર છે. 'એક મરણિયો સોને ભારે' તેમ આત્માની સ્મૃતિ અનેક કર્મોનો નાશ કરનાર છે બોધ છે એ ગમ છે.

આત્મા જોવો. શ્રેણિક રાજાને અનાથી મુનિ પાસેથી આજ પકડ થઈ હતી, પરમ કૃપાળુ દેવે અમને તે કહ્યું હતું. તેમાં પોતે પણ આવી ગયા, એમ કહ્યું હતું અને તે પકડ થવાથી પડદો દૂર થઈ ગયો. મીઠી વીરડીનું પાણી તરસ છીપાવે છે. ખારો સમુદ્ર આખો ભરેલો હોય, પણ કંઈ કામનો નથી.

જ્ઞાનીએ જોયો છે તેવા આત્માની ભાવના કરતાં કરતાં કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે.

આત્મા જોવાણો હોય તો જ્ઞાન કહેવાય. અન્યને પોતાનું માનવું અને પોતાને ભૂલી જવો, છે બીજું અને જોવું બીજું, એ ભૂલ નહિ ? આત્મા વગર આ બધું જોવાય? માટે એને જુઓ. એના ઉપર ભાવ થાય તો તરત પરિણમે જ. એ જ જીવને કાળજી રાખવાની જરૂર છે. એને સંભારવો, સ્મરણમાં યાદ લાવવો, એમાં ને એમાં ચિત્ત રાખવું આ જ કર્તવ્ય છે. ચેતવા જેવું છે. દગો છે, આ બધું સાચું નથી. માયાની રોશની અસલ નથી. બનાવટ છે. પતંગનો રંગ છે, મજીઠનો નથી. જીવને સમજણ હોય તો મજીઠનો રંગ લાગે. આ કર્તવ્ય છે. કર વિચાર તો પામ. વાત ચમત્કારિક છે.

છૂટે દેહાધ્યાસ તો, નહિ કર્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એ જ ધર્મનો મર્મ.

શુદ્ધ બુદ્ધ એક સ્વભાવવાળો છે અને ઉપસર્ગ આદિ તો શરીરને થાય છે; આત્માને અને તેને આકાશ અને ભૂમિના જેટલું છેટું છે." એમ ભેદજ્ઞાનથી આત્મધ્યાનમાં અચળ રહ્યા.

આપણા ઉપર પણ એવા ઉપસર્ગો આવશે. મરણ તો એક કાળે બધાને આવશે. તો તે માટે તૈયાર થઈજવું ભેદજ્ઞાનનો અભ્યાસ કરવો.

સોનાને ગમે તેટલું અગ્નિમાં તપાવો તો પણ સોના પણું તજતું નથી. તેમ જ્ઞાનીને રોગ, દુઃખ, કષ્ટ, ઉપસર્ગ મરણ આદિના ગમે તેટલા તાપ આવી પડે તો પણ પોતાને જ્ઞાન-સ્વભાવ તે તજતા નથી.

અવળું કર્યું ત્યાં જગત દેખાયું, સવળું કર્યું ત્ય આત્મા જોવાયો. જે દેખાય છે, તે બધું પર છે. ભળાય છે તેને માન્યું છે એ જ અવળી દૃષ્ટિ. દૃષ્ટિ ફરે તો બધાને જાણનાર દેખનાર એવો જે આત્મા તેના ઉપર દૃષ્ટિ જાય ત્યાં પરપદાર્થોમાં મારું મારું થઈ ગયું છે, તે ટળે. જ્ય જ્યાં મારું મારું કર્યું છે ત્યાંથી ઊઠી જવું પડશે. મારે એક આત્મા છે–તે સિવાય જગતમાંની વસ્તુઓમાંથી એ પરમાણુ પણ મારું નહિ.

વિભાવ તે દુશ્મન છે. સ્વભાવ તે મિત્ર છે. વિભા પ્રત્યે ઝેર વર્તવું જોઈએ. અનાદિથી અહિતના કરનાર તેમને મિત્ર માન્યા. તે જ ભૂલ છે. હવે તે દુશ્મન છે એમ જાણ તેમના પ્રત્યે અંતરથી ઝેર રાખવા યોગ્ય છે.

કાળે આ ત્રણ ગાથાઓમાં ઉપયોગ જોડાયો તો કામ થઈ જાય. એનો ભેદી મળે અને પકડ થાય, વિચાર કરે તો પામે. સમાધિમરણ આવે. આ ચમત્કારી ગાથા આત્માને સમજવા માટે છે. મરણની વેદની છે. ત્યાં બોધ સાંભરી આવે તો કામ થઈ જાય.

આવું દુ:ખ ભલેને રહ્યું. પણ મારું તો આવું—શુદ્ધ બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ, સુખધામ, એવું—આત્મસ્વરૂપ છે. વેદની–રોગ, મરણ કોઈ મારાં નથી. એને જોનાર જાણનાર જુદો પડયો—ભેદ વિજ્ઞાનથી. 'કર વિચાર તો પામ.'

રોગ તો જ્ઞાની અજ્ઞાની બન્નેને ભોગવ્યે જ છૂટકો છે, પરંતુ જ્ઞાની કહે છે કે: આથી બમણી વેદની આવને, તારા ઘરમાં હું રહીશ ત્યારે ને ? ક્ષમા, સહનશીલતા, સંતોષ, ધીરજ, સમતા એ આત્માના સુંદર ઘરમાં હું રમણ કરીશ, પછી વેદની મને શું કરવાની છે ? જ્ઞાની ભેદજ્ઞાનથી પરમાં પરિણમી જતા નથી પરંતુ જ્ઞાતા દૃષ્ટા સાક્ષી રહે છે, ન્યારા ને ન્યારા રહે છે.

પાંડવોને શત્રુંજય પર્વત ઉપર શત્રુઓએ લોઢાનાં તપાવેલાં બખ્તરો પહેરાવ્યાં; ભયંકર ઉપસર્ગ કર્યા. પરંતુ પાંડવો દેહાધ્યાસ છોડી આત્મધ્યાનમાં તલ્લીન રહ્યા. આત્મધ્યાનમાં અચળ રહ્યા અને શિવપદને પામ્યા, પાંડવોએ શું કર્યું ?

"આત્મા પોતાનો છે; તે તો અજર, અમર, દેહાદિ કર્મનોકર્મથી ભિન્ન, જ્ઞાતા–દૃષ્ટા, જ્ઞાનદર્શન ઉપયોગમય,

તે વખતે શું કરવું તે કહું છું. જેને સાંભળવું હોય તે સાંભળજો, ગ્રહણ કરવું હોય તે ગ્રહણ કરજો. પકડ કરી લેવી હોય તે પકડ કરી લેજો. કહેનાર કહી છૂટે, વહેનાર વહી છૂટે.

પ્રીતિ અનંતી પર થકી જે તોડે તે જોડે એહ.

સગાં, સંબંધી, પૈસા ટકા, ઘરબાર, બૈરાં, છોકરાં એ બધેથી પ્રીતિ ઉઠાવી, અહંભાવ મમત્વભાવ ઉઠાવી લઈ, દેહ આદિ સર્વ પ્રત્યેથી મોહમૂર્છા ભાવ બાળી જાળી, ભસ્મ કરી, સ્નાન સૂતક કરી ચાલ્યા જવું છે. તો સ્ત્રી છું, પુરુષ છું, એ આદિ પર્યાય દૃષ્ટિ છોડી, શ્રી સદ્ગુરુએ જાણ્યો છે એવો એક શુદ્ધ આત્મા હું છું એવી આત્મભાવના રાખવી; જ્યાં સુધી ભાન રહે ત્યાં સુધી 'સહજાત્મસ્વરૂપ પરમગુરુ' મહામંત્રનું સ્મરણ રાખવું. ઉપયોગ બધામાંથી ઉઠાવી તેમાં રાખવો. એના જેવું બીજું કોઈ શરણ નથી, તો જ કલ્યાણ થશે. આત્મા સદ્ગુરુએ જાણ્યો છે માટે સદ્ગુરુનું શરણ, શ્રદ્ધા, તેના ઉપર ભક્તિભાવ રુચિ પ્રીતિ વધારી મૂકશે તે જ કામ કરશે.

પ્રત્યક્ષ દેખાય છે કે શરીર હાડ, માંસ ને ચામડાનું છે. તેમાં કંઈ સારરૂપ નથી; છતાં વિકલ્પ કરી કરી મારું માને છે. અહંભાવ છોડવા જ્ઞાની કહે છે તે વિશ્વાસ રાખ. વહેવારે વાણિયો, મા, બાપ માન, પણ મનમાં નક્કી કરી નાખ કે તે સ્વપ્નું છે. ખરું નથી. તેવું માનવા માટે કોઈ ના કહી શકે તેવું છે? અમારે મનમાંથી માન્યતા

આત્મા ઉપર પ્રેમભાવ વધારી દેવો જોઈએ. તેનું માહાત્મ્ય લાગ્યું નથી. સમજ મોટી વાત છે. સમજ આવ્યે આ ઝેર અને આ અમૃત એમ જણાય. પછી અમૃતને મૂકી ઝેરને કોણ ગ્રહણ કરે ?

આ જડ અને આ ચેતન એમ જ્ઞાનીને ભેદ પડી ગયો છે. આત્માનું સુખ કથ્યું જાય તેમ નથી.

મરણ, વેદની તો અવશ્ય બધાને આવશે જ. ત્યાં આટલો લક્ષ રહે તો કામ થઈ જાય.

વેદની આવે છે તેથી હજાર ઘણી આવો. જે આવે છે તે જાય છે. બાંધેલાં કર્મ આવીને છૂટે છે. તેને જોનાર એવો આત્મા હું છું. મેં તો એવો નિશ્ચય કરેલો છે કે હું આત્મા કોઈ કાળે મરવાનો નથી. કર્મ તો બાંધેલાં બધાં આવીને જવાનાં છે. પણ જોનાર આત્મા છે, આત્મા છે, આત્મા છે. વિશેષ રોગના ઉદયથી અથવા શારીરિક મંદ બળથી જ્ઞાનીનું શરીર કંપાય, નિર્બળ થાય, મ્લાન થાય, મંદ થાય, રૌદ્ર લાગે તેને ભ્રમાદિનો ઉદય પણ વર્તે, તથાપિ જે પ્રમાણે બોધ અને વૈરાગ્યની વાસના થઈ છે તે તે પ્રમાણે તે રોગને જીવ તે પ્રસંગમાં ઘણું કરી વેદે છે. બોધ અને વૈરાગ્ય એ આત્મા છે. સદ્ગુરુનું શરણ માથે છે. સદ્ગુરુ એ પોતાનો આત્મા છે, અને દરેકની પાસે છે. સહજાત્મસ્વરૂપ મહામંત્ર છે. ભાન રહે ત્યાં સુધી તેમાં ઉપયોગ રાખવો. તેને સંભાળવો. ભાન ગયા પછી ફિકર નહિ.

આ બધાને મરણ તો એક વખત જરૂર આવશે. તો

ઈશ્વર કોણ? આત્મા. તેનાથી મોટો ઈશ્વર કોઈ નથી. ભીંત ઉપર ઘોડાના ભાવ કર્યા હોય તો ઘોડો જણાય છે. તેમ 'સદ્દ્જાત્મસ્વરૂપ'નું સ્મરણ કર્યું હોય તો કાળે કરીને તે રૂપ થવાય છે. તેવા ભાવ થયા કે બધેથી ઊઠી જવાય છે.

બધું વિનાશી છે. બધા મમતા કરી કરીને ચાલ્યા ગયા છે. માટે હવે ચેતી જાઓ. આત્માની શ્રદ્ધા કરી લો. શ્રદ્ધા એવી કરો કે વજ્રની ભીંત જેવી. બીજું તે આત્મા મનાય નહિ અને આત્મા તે બીજું મનાય નહિ. બીજે પરિણમી ગયો છે, તે આમ પરિણમી જવાનું છે.

સમ્યગ્દૃષ્ટિ આત્મા સિવાય કંઈ પોતાનું ગણે નહિ. ગજસુકુમારે શું કર્યું? ધીરજ. ગાંઠે બાંધી લો—ધીરજ, સમતા, ક્ષમા. વેદની વખતે વિચારવું કે મારું છે તે જવાનું નથી; અને જે જાય છે તે તડકા છાંયા જેવું છે પણ તેને મારું માનું જ નહિ.

તમારી પાસેથી અમારે કંઈ લેવું નથી. અમારા કરવા નથી. કંઠી બાંધવી નથી. કે બીજો ધર્મ મનાવવો નથી. તમારું છે તે તમારે માનવાનું છે. વાત છે માન્યાની.

અહીં આત્માની વાત છે. આ વાત જુદી જ છે. આત્મા અરૂપી છે. આંખે દેખાય તેમ નથી. જ્ઞાનદૃષ્ટિથી દેખાય તેમ છે. તે ન થાય ત્યાં સુધી શ્રદ્ધા રાખવાની છે કે મને મારો આત્મા દેખાતો નથી પણ તે છે, જ્ઞાનીઓએ

કઢાવી નાખવી છે. સ્વપ્નું છે—જોયા કર, નહિ તો ફર્યા કર. આવ્યું છે તે જશે જ. તેની ફિકર શાની? જોનાર અને જાણનાર જુદો છે. તે જ્ઞાનીએ જાણ્યો છે. તેને માન. ને બીજા બધાની હોળી કરી નાખ.

સદ્‌ગુરુને અર્પણ કરવું તે શું?

મિથ્યા સમજાય તો મમતા મુકાઈ જાય છે. પછી આત્માની શ્રદ્ધા થાય છે તે અર્પણ. માટે શ્રદ્ધા કરવાની છે.

ભેદજ્ઞાન થયા પછી આનંદઘનજીની માફક કહી શકાય કે 'અબ હમ અમર ભયે, ન મરેંગે.' જ્ઞાનીનું સ્વરૂપ આમાં વર્ણવ્યું છે. દેહ, માંદગી વગેરેને જ્ઞાનીએ તેનું માન્યું નથી. પછી કાળ કોને પકડે? કાળ નાસી જાય છે. જગત આત્મારૂપ માનવામાં આવે છે. તેવા જ્ઞાનીને કાળ શું કરે? અમને કૃપાળુદેવે હાથમાં લખીને કહ્યું હતું કે આ ભ્રમ અને બધા. ભેદજ્ઞાન થયું, પછી રાગદ્વેષ થાય કેમ? જડ તે ચેતન કેમ મનાય? માન્યતા ફરી ગઈ. વાણિયા, બ્રાહ્મણ, કંઈ નથી. આત્મા છે. તે જ માનવાનો છે.

ઓળખાણ થવા માટે સાંભળવું જોઈએ. ઓળખાણ વિના આધાર ન પડે. જડ ચેતનની વાત કરી તેથી કંઈ કામ નથી, પણ ઓળખાણ થવી જોઈએ. એક જણે દૂધમાં નીલમ (રત્ન) નાંખી દીધું પછી દૂધ નીલું દેખાય પણ દૂધને નીલું નહિ માને. તેમ આત્માની માન્યતા થઈ ગઈ [illegible], દેહને, આત્માને ચેતનમાં નહિ માને.

મડદાં છે. તેને જ સંભારવો. લોકો કહે છે ને કે આ માણસ મરી ગયો પણ તેને અને અમારે કંઈ સગપણ નથી. અમારે સ્નાનસૂતક ન આવે. તેવું પર ભાવને માટે થઈ જવું જોઈએ. દેહને કંઈ થાય તેમાં મારે શું? સંયોગ છે, સંબંધ છે. તે કંઈ આત્મા નથી.

પ્રમાદથી અને વૈરાગ્ય વિના અટકી પડયું છે. કરવાનું બહુ સહેલું છે; વળી મુશ્કેલ પણ છે. માનવાનું, જોવાનું–આટલું જ કરવાનું છે. જડ ને ચેતન બે જાણવાના છે. આટલી ઓળખાણ પડવી જોઈએ. પછી વાંધો નહિ.

આ જીવે એકમેક કરી નાખ્યું છે. દેહ જાદો છે, આત્મા જુદો છે. આત્મા રાજા છે. પણ જાણે તે છે જ નહિ. એવું કરી નાખ્યું છે. તેને સંભાળવાનો છે; પણ કોઈ સંભાળતું નથી. બધા કહે છે, મારું માથું દુઃખે છે, મને રોગ થયો છે, એ વાત તદ્દન સાચી દેખાય છે; પણ જુઓ તો તદ્દન જૂઠી છે. દેહને અને આત્માને મુદ્દલ સંબંધ નથી. પણ જીવ માની રહ્યો છે; મને થયું એમ બોલ્યા કરે છે. તે જાણે છે કે મરી ગયા પછી કંઈ રહેવાનું નથી છતાં મારાપણાની માન્યતા મૂકાતી નથી. તેને ચોટ નથી. પરિણમન બીજું થઈ રહ્યું છે. બોલે છે તે વાતની ના કેમ કહેવાય? પણ તે સાવ ખોટી છે. તમારી પાસે ઉપયોગ છે. જ્યાં ઉપયોગ છે ત્યાં આત્મા છે. એક વખત બધાંનું સ્નાતસૂતક કરી નાખો. પછી કોઈનું રહે નહિ.

જોગો તેવો મારો આત્મા છે. જોતાંની સાથે રૂપ દેખાય છે, પણ આત્મા છે તો આંખો જોઈ શકે છે. માટે પહેલો આત્મા જોવો. દેખાય છે તે તો જડ છે; આત્મા નથી.

ફેરવવાનું શું છે? સમજણ. જનક વિદેહીને શું ફર્યું હતું? સમજણ. નગરી બળતાં મારું કંઈ બળતું નથી. એમ સમજણ ફેરવવાની છે. બીજું બધું છે તે પડી રહેવાનું છે.

શ્રેણિક રાજાને અનાથી મુનિનો બોધ થયો. સમજણ ફરી. મારું મનાતું હતું તે મારાપણું મટી ગયું. બાકી બધું રાજપાટ, વૈભવ, સ્ત્રી વગેરે જે પ્રારબ્ધ હતું તે પ્રમાણે રહ્યું.

સમકિત ક્ષાયિક કરવાનું છે. આત્મા આત્મામાં છે. કર્મ કર્મમાં છે. પાણી મેલું થયું તેથી પાણી અને મેલ એક નથી. સોનું ગમે તેટલું તપે પણ તે સોનું છે. ગમે તેટલા કર્મના ઉપસર્ગ આવે પણ આત્મા તે આત્મા છે. સંબંધથી વેદના જણાય; પણ સંબંધ તે સંબંધ છે.

'જ્ઞાન, દર્શન, ચારિત્ર' નામ પાડયાં છે; પણ વસ્તુ એક જ છે. આત્મા સિવાય જોનાર જાણનાર કોણ છે? દુનિયામાં સ્થિર કોણ છે? મરે નહિ, ઘરડો થાય નહિ તેવો આત્મા છે. કોઈ કહે આ મરી ગયો, પણ આત્મા મરતો નથી, દેહ પડી જાય છે.

આત્મા જાણે છે જ નહિ તેવી રીતે તેને વિસારી દીધો છે. સાચું માનજો આત્મા છે. તે ન હોય તો આ બધાં

મડદાં છે. તેને જ સંભારવો. લોકો કહે છે ને કે આ માણસ મરી ગયો પણ તેને અને અમારે કંઈ સગપણ નથી. અમારે સ્નાનસૂતક ન આવે. તેવું પર ભાવને માટે થઈ જવું જોઈએ. દેહને કંઈ થાય તેમાં મારે શું ? સંયોગ છે, સંબંધ છે. તે કંઈ આત્મા નથી.

પ્રમાદથી અને વૈરાગ્ય વિના અટકી પડ્યું છે. કરવાનું બહુ સહેલું છે; વળી મુશ્કેલ પણ છે. માનવાનું, જોવાનું–આટલું જ કરવાનું છે. જડ ને ચેતન એ જાણવાના છે. આટલી ઓળખાણ પડવી જોઈએ. પછી વાંધો નહિ.

આ જીવે એકમેક કરી નાખ્યું છે. દેહ જાદો છે, આત્મા જુદો છે. આત્મા રાજા છે. પણ જાણે તે છે જ નહિ. એવું કરી નાખ્યું છે. તેને સંભાળવાનો છે; પણ કોઈ સંભાળતું નથી. બધા કહે છે, મારું માથું દુઃખે છે, મને રોગ થયો છે, એ વાત તદ્દન સાચી દેખાય છે; પણ જુઓ તો તદ્દન જૂઠી છે. દેહને અને આત્માને મુદ્દલ સંબંધ નથી. પણ જીવ માની રહ્યો છે; મને થયું એમ બોલ્યા કરે છે. તે જાણે છે કે મરી ગયા પછી કંઈ રહેવાનું નથી છતાં મારાપણાની માન્યતા મૂકાતી નથી. તેને ચોટ નથી. પરિણમન બીજું થઈ રહ્યું છે. બોલે છે તે વાતની ના કેમ કહેવાય ? પણ તે સાવ ખોટી છે. તમારી પાસે ઉપયોગ છે. જ્યાં ઉપયોગ છે ત્યાં આત્મા છે. એક વખત બધાંનું સ્નાતસૂતક કરી નાખો. પછી કોઈનું રહે નહિ.

આ [illegible] દેહની [illegible] માને છે. [illegible] ન [illegible] મારે આપઘાત કરે. પણ તે તો [illegible] નથી. [illegible] પુરાવે [illegible] મનુષ્ય જન્મ મળે છે. તે [illegible] ન જવા દેવો. [illegible] જેવું છે. ઘણી વારમાં ફરી જન્મ [illegible] છે. તેના [illegible] કરતા જેવું નથી. પાપ અને પુણ્ય સાથે આવે છે. બીજું બધું પડ્યું રહે છે. એ આપણે નજરે જોઈએ છીએ. ત્યાગ અને વૈરાગ્યની જરૂર છે. કમાવા માટે કે ખાવા [illegible] માટે આટલું બધું કરીએ તો આ જીવને અનાદિ કાળથી પરિભ્રમણ થતું આવ્યું છે તે ટાળવા માટે કાળજી નહિ રાખવી? એની (જીવની) નોકરી–ફરજ પણ બજાવવી, 'આત્મઘાતી મહાપાપી'. બધાં દર્શનોમાં આ વાત માન્ય છે. વિષ્ણુ, મહાદેવ કે માતા એ માન્યે મોક્ષ થવાનો નથી. કરણીનાં ફળ મળશે. પણ ખરા દેવને, આત્માને ઓળખ્યા વિના મોક્ષ નથી. સનાતન જૈન, વેદાન્ત બધેય આત્માનો જ લક્ષ રાખ્યો છે. પાપથી છૂટવાનો રસ્તો સાચા દેવ, સાચા ગુરુ, સાચા ધર્મની

ઓળખાણુ છે. આટલા ભવ એળે ગયા તો આટલો ભવ ધર્મ ખાતર જતો કરવા જેવું છે. એમાં કાળ જશે તે અલેખે તો નહીં જાય. એની જ શોધ, એની જ ખોજ, એના જ વિચારમાં રહેવું. પ્રભુ ! કેવા કેવાના ઉદ્ધાર થઈ ગયા છે!

'સહજાત્મસ્વરૂપ' એ મહા ચમત્કારિક મંત્ર છે. સંભારતાં, યાદ કરતાં, બોલતાં, વૃત્તિ તેમાં વાળતાં કોટિ કર્મ ખપે છે. શુભ ભાવ થાય છે, શુભ ગતિ અને મોક્ષનું કારણ થાય છે, મરણ સમયે ચિત્તવૃત્તિ મંત્ર-સ્મરણમાં કે તે સાંભળવામાં જોડાય તો ગતિ સારી થઈ જાય. અને જન્મમરણથી મુક્ત થવાનું તે સમર્થ કારણ થાય છે.

'હું અને મારું' જ્યાં મનાય છે ત્યાં કર્મ બંધાય છે. 'હું' ને મારું' જેને ટળી ગયું છે તેને કર્મબંધ થતો નથી. આંટી પડી ગઈ છે તેને ઉકેલવી પડશે.

ચર્મચક્ષુથી જોવાય છે. તે મૂકીને દિવ્યચક્ષુ જોઈએ. 'જગત્ આત્મારૂપ જોવામાં આવે' – આત્મા પહેલો હોય તો જગતમાં આ બધું જોવાય—જણાય છે. આત્મા ન હોય તો આ બધાં મડદાં છે. તે આત્મા યથાર્થ તો અનંતા જ્ઞાની જે મોક્ષે ગયા, સિદ્ધ થયા તેમણે જાણ્યો છે. તેવો જ યથાર્થ આત્મા જ્ઞાની એવા સદ્ગુરુદેવે જાણ્યો છે. તેવો જ સિદ્ધ સમાન શુદ્ધ મારો આત્મા છે, તે જ

મારું સ્વરૂપ છે. તેથી અન્ય આ જગતમાં કાંઈ મારું નથી. એમ 'આતમભાવના ભાવતાં જીવ લહે કેવળજ્ઞાન રે.'

બાહ્યની વસ્તુ જોવા જેમ ચક્ષુ જોઈએ, તેમ જ્ઞાનચક્ષુથી અંતરની વસ્તુ જોવાય. જ્ઞાનચક્ષુ વિના આત્મા જોવાય નહિ, આત્મા અરૂપી છે. એ રૂપી તો છે નહિ. દેવતા હોય તેને ચીપિયો હોય તો ઝલાય, તેમ આત્મા ચર્મચક્ષુથી ન જણાય. તો એને જોઈએ શું? તો કે દિવ્યચક્ષુ. એ દિવ્યચક્ષુ જ્ઞાની પાસે છે. એ ચક્ષુ ચડાવે ત્યારે આત્મા દેખાય. યોગ્યતા હોય તો જ્ઞાની માર્ગે જતો હોય તેને બોલાવીને આપી દે.

યોગ્યતા એટલે શું?

યોગ્યતા એટલે ભાવ, પ્રેમ. એના ઉપર જ ભાવ પ્રેમ આવે તો કામ થઈ જાય.

ઠામ ઠામ આત્મા જુઓ. કાળું ધોળું જોવા ગયા ત્યાં માર્યા ગયા સમજજો. આ મારો સાક્ષાત્ આત્મા, આય મારો સાક્ષાત્ આત્મા. 'તુંહિ તુંહિ' એક એ જ. આત્મા ઉપર પ્રેમ પ્રીતિ ભક્તિ નથી થઈ તે કરવી છે, તે માટે આ દાવ આવ્યો છે. માટે ચેતી જાઓ.

"માત્ર દૃષ્ટિકી ભૂલ હૈ"—અવળાનું સવળું કર્યું નહિ. ભાત સવળી કરી નાખી નહિ, નહિ તો ઝેરનું અમૃત થાય. આ બાઈ, આ ભાઈ, આ સારો, આ નરસો, આ વાણિયો, આ બ્રાહ્મણ—એમ માયા જોઈ. બાહ્ય દૃષ્ટિએ.

સાચું જોવાય નહિ, ઊંડા ઊતરો તો સાચું જોવાય. સાચું જોવું જોઈએ. તે શું? તો કે આત્મા.

જ્ઞાનીએ ઠામ ઠામ આત્મા જોયો છે. ઠામ ઠામ આત્મા જોવાય તો ઝેરનું અમૃત થઈ જાય. ઠામ ઠામ એક જ જોવાય ત્યાં નિધાન છે. દૃષ્ટિ તો ફેરવવી જ પડશે. તારી વારે વાર. દૃષ્ટિ ફરે તો હાલ, નહિ તો હજુ વાર છે.

જાગૃત થઈ જાઓ, તૈયાર થઈ જાઓ, દૃષ્ટિ ફેરવી નાખો. નાશવંત જગતની માયામાંથી પ્રીતિ ઉઠાવી એક આત્મા ઉપર ભાવ, પ્રીતિ, પ્રેમ કરો. તમે આત્મા છો, જ્ઞાનીએ ઠામ ઠામ આત્મા જોયો છે. તેવો શુદ્ધ આત્મા તે મારો છે, તે હું છું, તેથી અન્ય તે મારું નથી. એવો વિશ્વાસ કરી દ્યો. આત્માનું માહાત્મ્ય સમજાયું નથી, તેથી આત્મા જોવાની દૃષ્ટિ થતી નથી. સત્સંગમાં બોધ જેમ જેમ સાંભળ સાંભળ કરશો તેમ તેમ સમજ આવશે. સમજણ આવ્યે દૃષ્ટિ ફરે.

અવળું કર્યું ત્યાં જગત દેખાયું, સવળું કર્યું ત્યાં આત્મા જોવાયો. જે દેખાય છે તે બધું પર છે. જે ભળાય છે તેને માન્યું છે. એ જ અવળી દૃષ્ટિ. દૃષ્ટિ ફરે તો બધાને જાણનાર—દેખનાર એવો જે આત્મા તેના ઉપર દૃષ્ટિ જાય; ત્યાં પરપદાર્થોમાં મારું મારું થઈ ગયું છે તે ટળે. બધું મૂકવું પડશે. જ્યાં જ્યાં મારું મારું કર્યું છે ત્યાંથી ઊઠી જવું પડશે. મારો એક આત્મા છે.

તે સિવાય જગતમાંની વસ્તુઓમાંથી એક પરમાણુ પણ મારું નહિ.

નિશ્ચયનયથી જેવું પોતાનું સ્વરૂપ છે, તેનો નિશ્ચય થયો નથી. તે નિશ્ચય કરી લેજો. એક આત્મા જ ઓળખાય તો ફિકરના ફાકા માર્યા. આત્મા ઓળખ્યો તે ભાખી ઊઠયા, "અબ હમ અમર ભયે, ન મરેંગે." કાળ તો તેનો કિંકર થઈ રહ્યો! મૃત્યુ તેને મહોત્સવ થઈ પડે છે.

હવે તો આત્મા જોવાનું કરો. બીજું જોવાનું કર્યું છે. તેથી ફરીને એક આત્મા જોવાનું કરો. દૃષ્ટિમાં ઝેર છે, તે અમૃત થાય તેમ કરો. માત્ર દૃષ્ટિની ભૂલ છે. જ્ઞાનીઓએ એ જ કર્યું છે. એ જ જોયું છે. કર વિચાર તો પામ. વિચાર વડે દૃષ્ટિ પલટાવી અંતરદૃષ્ટિ કરવાની જરૂર છે.

આ ચર્મચક્ષુ મૂકવી પડશે; બાહ્યદૃષ્ટિ, પર્યાયદૃષ્ટિ મૂકવી પડશે. દિવ્યચક્ષુ જોઈએ. એક મરણિયો સોને ભારે છે. તેમ મરણિયો થઈ જાય ત્યારે કામ થાય. સમકિત વગર મોક્ષ નથી. સમકિત સુલભ છે, સહેલું છે. દૃષ્ટિ ફેરવવી જ પડશે.

જ્ઞાની પાસે જ દિવ્યચક્ષુ છે. બીજા બધા સંસારી જીવો ચર્મચક્ષુથી જુએ છે અને તેથી કર્મબંધન કરી રહ્યા છે. જ્ઞાનીને તેથી બધું સવળું છે. જ્ઞાનીના ગમ્મા અને જયમ નાખો તેમ સમ્મા. જ્ઞાની ગમે તેમ વર્તે છે છતાં બંધાતા નથી. તેમનું વર્તન માત્ર સવળું જ થાય છે. અજ્ઞાનીનું બધું વર્તન અવળું જ છે.

પરમ કૃપાળુ દેવની આજ્ઞા પ્રત્યે પરિણામપૂર્વક દૃઢ શ્રદ્ધાથી ઉપાસના કરશો તો કલ્યાણ જ છે. એ આજ્ઞા તે 'સહજાત્મસ્વરૂપ' છે. અને એ જ આત્મા છે, એમ દૃઢ શ્રદ્ધા રાખવી. આ તો સાંભળ્યું છે, એમાં બીજું નવું શું છે ? એ પ્રકારના વિકલ્પથી અલૌકિકતા જતી છે. એમ દૃઢ શ્રદ્ધાથી આરાધન કરવું.

મરણ તો સર્વને છે જ. દેહ ધર્યો ત્યારથી જ મરણ છે અને મરણ સમયની વેદના પણ અસહ્ય હોય છે. ભલભલા ભાન ભૂલી જાય છે. તે વખતે કંઈ પણ યાદ આવી શકતું નથી. માટે અત્યારથી જ તેની તૈયારી કરી રાખવી કે સમાધિમરણ થાય. 'મરણ અવસરે મને બીજું કંઈ ન હો, આ જ આજ્ઞા માન્ય હો ! હું કંઈ પણ જાણતો નથી, પરંતુ આ જે કહે છે, તે જ સત્ય છે. અને તે જ આજ્ઞા માન્ય હો ! એમ તૈયારી કરી રાખવી. સમયે સમયે જીવ મરી રહ્યો છે. માટે સમય માત્રનો પ્રમાદ ન કરતાં 'समयं गोयम मा पमाए' એ વાક્ય યાદ રાખીને સમયે સમયે આજ્ઞામાં પરિણામ કરવાં. મારું તો એ પુરાણ પુરુષ પરમ કૃપાળુ દેવે જે કહ્યું છે તે એક માત્ર 'સહજાત્મ સ્વરૂપ' જ છે, અન્ય કોઈ મારું નથી. અંતરાત્માથી પરમાત્માને ભજાય છે. માટે અંતરથી દૃઢ શ્રદ્ધા રાખીને આજ્ઞા ઉપાસવી. આ સંજોગ-સંબંધ સ્ત્રી-પુત્ર, માતા-પિતા ભાઈ આદિ સર્વ પર્યાય છે, (કર્મજન્ય વૈભાવિક પર્યાય છે) અને નાશવંત છે, માટે તે કોઈ મારાં નથી. મારા તો એક

સત્સ્વરૂપી પરમ કૃપાળુ દેવ છે અને તેમણે જે આજ્ઞા કરી છે અને કહ્યા છે તેવા સહજાત્મસ્વરૂપી એક આત્મા જ છે. તે સહજાત્મસ્વરૂપ આત્મા છે, નિત્ય છે, એ આદિ છ પદ જે પરમ કૃપાળુ દેવે કહ્યાં છે તે સત્યવંત છે, એ મારો છે એમ માનવું. અત્યારથી તૈયારી કરી રાખવી કે મરણ પ્રસંગે આ આજ્ઞા જ માનીશ, બીજું કંઈ નહિ માનું. એ માનવાથી જ, એ માનવાના સંસ્કારથી, તે સાથે જે મરણ છે તે સમાધિમરણ છે. જ્ઞાન–દર્શન–ચારિત્રમય સહજાત્મસ્વરૂપ આત્મા એ જ આપણો છે, એમ માનવું. જીવ પોતાની મેળે શ્રદ્ધા, ભાવના કરે એના કરતાં આ તો સાક્ષી થઈ, અમારી સાક્ષીયુક્ત થયું.

વિષય કષાયથી જુદું મારું સ્વરૂપ તો પરમકૃપાળુદેવે જે કહ્યું છે તે આજ્ઞા સહજાત્મસ્વરૂપ જ છે, એમ સમયે સમયે દૃઢ શ્રદ્ધાપૂર્વક વર્તવું અને તેમ કરતાં જે કંઈ આવે તે સહન કરવું. સહનશીલતાનો માર્ગ છે. પરમ કૃપાળુદેવ પ્રબોધિત આજ્ઞા સહજાત્મસ્વરૂપ એ જ આત્મા છે અને તે જ મારો છે, એમ ભાવના, દૃઢ શ્રદ્ધા પરિણામ કરો.

*પાંચ સમવાય કારણ મળે ત્યારે કાર્યનિષ્પત્તિ થાય છે. અને તેમાં પુરુષાર્થ શ્રેષ્ઠ છે. માટે પુરુષાર્થ એ કર્તવ્ય છે. આજ્ઞા ઉપાસવી અને તેમ કરતાં સદા આનંદમાં રહેવું. મારું સ્વરૂપ તો જ્ઞાન–દર્શન–ચારિત્રમય આત્મા એ જ છે. અને તેનાથી અન્ય છે તે વિનાશી

*કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકર્મ અને પુરુષાર્થ એ પાંચ સમવાય કારણ.

છે, તો તેનો ખેદ શો? માટે ખેદ ન કરતાં સદા આજ્ઞામાં લક્ષ—ઉપયોગ રાખી વર્તતાં આનંદમાં રહેવું. આ જ કરવું છે એમ નિશ્ચય કરવો અને આજ ખરું વ્રત છે. આજ્ઞામાં ઉપયોગ, તેની ઉપાસના એ જ ખરું વ્રત આરાધવા યોગ્ય છે. અનંતા જ્ઞાની જે થઈ ગયા છે તેનો બધાનો આ જ માર્ગ છે, આ જ આજ્ઞા છે, અને તે જ પ્રત્યક્ષપણે પરમ કૃપાળુદેવે જણાવી છે. માટે પરમ કૃપાળુદેવની આજ્ઞા આરાધતાં સર્વ જ્ઞાનીની ઉપાસના આવી જાય છે.

આ બરાબર સ્મરણમાં રાખશો, ઉપયોગમાં રાખશો, અને એ જ માન્યતા એવી તો દઢ કરવી કે મરણ સમયે તે જ આપણને હો. એ જ લક્ષ રાખવો.



## સમાધિ ઉપદેશ–૨

સદ્ગુરુ ઉપદેશે છે કે : હે ભવ્ય! શરીર અન્ય છે, હું અન્ય છું, શરીરથી હું કેવળ ન્યારો છું, ઇત્યાદિ ભેદજ્ઞાનરૂપી અમૃતના સરોવરમાં અવગાહન નથી કર્યું, શરીરને પોતાનું માન્યું છે, તેથી પોતાના માનેલા શરીરના સંબંધે નરકાદિ ચારેય ગતિઓમાં શારીરિક અને માનસિક દુઃખોથી ઉત્પન્ન થયેલ દાહની જ્વાલાઓથી તું સંતપ્ત થયો છું.

પરંતુ હવે અત્યારે તો જ્ઞાની ગુરુના અમૃત સમાન બોધના બળે તને શરીર અને આત્માનો ભેદ, ભિન્નતા, નિશ્ચિત થઈ ચૂકયાં છે. તેથી વાસ્તવમાં રોગાદિ દુઃખ

શરીરને જ [illegible] છે, આત્માને [illegible]. [illegible] જે
આત્મા ને શરીરને ભિન્ન ભિન્ન જાણે છે, [illegible]
ભૂમિને [illegible] છે, [illegible] છે, [illegible] આત્માને [illegible]
શરીરને [illegible] છે, [illegible] છે, એમ શરીરથી આત્માને
કેવળ જુદો જાણે છે, તે પોતાના આત્માનાં સાક્ષાત્
દર્શનથી ઉત્પન્ન થતા આનંદનો અનુભવ કરે છે. તેથી
[illegible] પરમાનંદમાં રહે છે.

आत्मदेहान्तरज्ञानजनिताह्लादनिर्वृतः ।
तपसा दुष्कृतं घोरं भुंजानोऽपि न खिद्यते ॥

—समाधिशतक

આત્મા અને દેહની ભિન્નતાના જ્ઞાનથી ઉત્પન્ન થયેલ આનંદથી ભરપૂર મહાત્મા જ્ઞાની પુરુષ તપ વડે પૂર્વનાં ઘોર પાપકર્મોના ઉદયને ભોગવતાં પણ સમતા, શાંતિ, ધીરજ, આદિ આત્મગુણોના અવલંબને આનંદમાં જ રહે છે પણ ખેદખિન્ન થતા નથી.

મહામુનિ ગજસુકુમાર, પાંડવાદિ મહાપુરુષો, સુકોશલ મુનિ, અવંતિસુકુમાળ આદિ મોક્ષગામી મહાનુભાવોએ ઘોર મરણાંતિક ઉપસર્ગોને પણ શાંતિથી, ધૈર્યથી, સમભાવે સહન કરી મોક્ષરૂપ ઇષ્ટપદાર્થ સિદ્ધ કર્યો છે; અને પોતાના પ્રાણને તજ્યા છે, પરંતુ પોતાના આત્માના ધ્યાનરૂપ મોક્ષના ઉપાયને તજ્યો નથી. એટલા માટે તું [illegible]ણુ એવા પુરુષોના પરાક્રમને યાદ કરી અપૂર્વ વીર્યને [illegible]રાયમાન કરી, કર્મ રહિત નિત્ય શાશ્વત ચિદાનંદ-

મંદિર એવા તારા શુદ્ધ ચિદ્રૂપ, શુદ્ધ સહજ આત્મસ્વરૂપમાં તલ્લીન થઈને આ શરીરને છોડી દે. જો એમ ન કરતાં સંકલેશ પરિણામ સહિત દેહને છોડીશ તો સંસારનાં અનંત દુઃખોથી ચિરકાળ પર્યંત વ્યાકુળ રહીશ. માટે સંક્લેશ પરિણામને તજીને પરમ અસંગ ભાવે, વીતરાગ ભાવે, સમાધિપૂર્વક, આત્મભાવમાં તલ્લીન થઈને દેહને ત્યાગી દે.

સર્વ દ્રવ્ય ભાવકર્મ રહિત આનંદસ્વરૂપ એક પોતાનો આત્મા જ મોક્ષાર્થીઓને ઉપાદેય વા ગ્રહણ કરવા યોગ્ય છે. બીજાનો આત્મા વા બીજું કાંઈ ઉપાદેય નથી, આ પ્રકારની શ્રદ્ધા તે જ પારમાર્થિક વા નિશ્ચય સમ્યગ્દર્શન છે. તથા સ્વસંવેદન જ્ઞાનથી તે શુદ્ધ આનંદમય ઉપાદેય સ્વરૂપ આત્માને મન, વચન, કાય ત્રણેથી વા શરીરથી ભિન્ન પૃથક્ અનુભવ કરવો તે નિશ્ચય સમ્યગ્જ્ઞાન છે. અને અત્યંત તૃપ્ત વા તૃષ્ણા રહિત થઈને શુદ્ધ આનંદસ્વરૂપ અનુભૂત નિજ સહજ સ્વરૂપ આત્મામાં પોતાનું અંતઃકરણ તન્મય થઈ જતાં તે સહજાત્મામાં આત્માની અવસ્થિતિ અર્થાત્ સ્થિરતા તેને પારમાર્થિક ચર્યા અથવા નિશ્ચય ચારિત્ર કહે છે.

અર્થાત્ પોતાના આત્માનો નિશ્ચય થવો એ જ સમ્યગ્દર્શન છે, પોતાના આત્માનું જ્ઞાન થવું એ જ સમ્યગ્જ્ઞાન છે, અને પોતાના જ આત્મામાં સ્થિર થઈ જવું તે સમ્યક્ ચારિત્ર છે.

હે આરાધક ! જો તું વારંવાર શ્રુતજ્ઞાનની ભાવનામાં પરિણત થઈને, પુદ્‌ગલાદિ પર દ્રવ્યોમાંની અલ્પ પણ આકાંક્ષાને સારી રીતે ત્યાગી દઈશ, અને નિર્વિઘ્નપણે સ્વાત્મામાં દેદીપ્યમાન થઈશ અર્થાત્ પર દ્રવ્યની આકાંક્ષા છોડીને કેવલ સ્વાત્મામાં લીન થઈ જઈશ તો તું નિશ્ચયથી મોક્ષના સાક્ષાત્ કારણ એવા તપમાં સ્ફુરાયમાન થઈશ. આ સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન, સમ્યગ્ચારિત્ર અને સમ્યક્ તપ રૂપ ચાર આરાધનામાં મગ્ન થયેલા હે સુવિહિત શિરોરત્ન ! અર્થાત્ સમાધિરૂપી ચૂડામણિને ધારણ કરનાર ! હવે તું જીવન, ધન, આદિની આકાંક્ષાનો ત્યાગ કરવાથી અંતરંગ અને બાહ્ય પરિગ્રહ રહિત થઈને સમતા વા પરમ સામાયિકરૂપ પરિગ્રહથી સુશોભિત થયો છે, અર્થાત પરમ સામાયિકમાં લીન થયો છે, માટે ધ્યાતા, ધ્યાન, ધ્યેય આદિ વિકલ્પોથી રહિત નિર્વિકલ્પ સમાધિમાં નિમગ્ન થઈને આનંદરૂપ અમૃતનું પાન કર.

આ આત્મા સદા પોતાનામાં જ અભિલાષા કરતો રહેતો હોવાથી સદા અભીષ્ટ પદાર્થોને જાણે છે અને પોતાનું હિત કરવામાં સદા તત્પર રહે છે એટલા માટે આત્મા જ આત્માનો ગુરુ છે. એ પ્રમાણે નિશ્ચયથી પોતાના શુદ્ધ આત્માને, અને વ્યવહારથી પરમકૃપાળુ જ્ઞાની સદ્‌ગુરુ નિર્યાપક આચાર્યને જેણે પોતાનો આત્મા સમર્પણ કરી દીધો છે તે મહાભાગ્ય આરાધક સર્વોત્તમ આત્મધ્યાનમાં મગ્ન થઈ પરમ શ્રેયપ્રદ બોધિ અને સમાધિથી વિભૂષિત થઈ પરમ પદ પ્રત્યે ગમન કરે છે.



# ૩. સમાધિચાહના

શાર્દૂલવિક્રીડિત છંદ

જાગી જો જીવ તું, વિચાર કરી જો, શું સાર સંસારમાં ?
જીવો સર્વ દુઃખી દુઃખી બળી રહ્યા, રાગાદિ અંગારમાં;
આધિ વ્યાધિ ઉપાધિ આદિ દુઃખનો, સંતાપ જ્યાં સર્વદા,
મૃત્યુ જન્મ જરાદિ દુઃખદરિયો, ત્યાં સૌખ્ય શું ? જો, કદા ? ૧

પામી દુર્લભ આ મનુષ્ય ભવને, જો તત્ત્વ જાણ્યું નહીં,
આવ્યો પાર ન જો ભવાબ્ધિ દુઃખનો, શું શ્રેય સાધ્યું અહીં ?
હું છું કોણ ? સ્વરૂપ શું મુજતણું ? આ બંધનો શાં બધાં ?
છેદી સર્વ પ્રપંચ સંસૃતિદુઃખોનો અંત આણું કદા ? ૨

ચોરાસી લખ યોનિમાં જીવ ડૂબ્યા, ચારે ગતિમાં ભમે,
વેદે દુઃખ સદા પરાધીન રહી, સત્સૌખ્યમાં ના રમે;
ચક્રી શક્ર સમા સુખી પણ ચહે, આત્મિક શાશ્વત્ સુખો,
આ ચિંતામણિ યોગ સાર્થક કરું, છેદું ભવાબ્ધિ દુઃખો. ૩

દેખું રાજ નિમગ્ન આત્મસ્વરૂપે, સત્શાંતિમાં રાજતા,
ટાળી ભ્રાન્તિ અનાદિ આત્મિક સુખે અત્યંત વિરાજતા;
રોકું વૃત્તિ અતિ જતી વિષયમાં, રોકું વિકલ્પાવલી,
ત્યાં સહજાત્મ પ્રકાશ જ્યોતિ ઝળકે, ઉર્મિ ઉરે ઉજ્વલી. ૪

વૃત્તિ સ્થિર થતાં પ્રભુ સ્વરૂપમાં, તાત્ત્વિક દૃષ્ટિ લસે,
શાંતિ શીતળતા સુધારસનિધિ સ્હેજે ઉરે ઉલ્લસે;
શ્રી સહજાત્મતણો અચિંત્ય મહિમા, દૃષ્ટિપથે જ્યાં વસે,
ભાસે તુચ્છ ત્રિલોક, વૃત્તિ વિરમે, સ્વાત્મસ્થતા વિલસે. ૫

[illegible]
[illegible]
[illegible]
[illegible] ૬

[illegible]
[illegible]
[illegible]
[illegible] ૭

૪

## 'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું'

પાંચ ઇન્દ્રિયો અને મનનો સંયમ કરી અંતર્મુખ અવલોકન કરતાં, સાક્ષાત્ 'આત્મદર્શન'રૂપ અનુભવ થતાં, હૃદયમાં અનુભવ દીપક પ્રગટે છે.

'ઇન્દ્રિયો તમને જીતે અને સુખ માનો તે કરતાં તમે તેને જીતવામાં સુખ, આનંદ અને પરમ પદ પ્રાપ્ત કરશો.'

'મનને વશ કર્યું તેણે જગતને વશ કર્યું'

એક મનને જીતતાં પાંચે ઇન્દ્રિયો જિતાય છે, પાંચ ઇન્દ્રિયો જિતાતાં ચાર કષાય, મન, અને પાંચ ઇન્દ્રિયો મળી દશેયનો જય થાય છે. દશેયનો જય થાય ત્યાં રાગદ્વેષ અને અજ્ઞાન કે મોહાદિનો નાશ થતાં આત્મા

પરમાત્મા બને છે; અને અનંત સમાધિ સુખમાં અનંત કાળ માટે વિરાજિત થઈ પરમ કૃતાર્થ બને છે.

માટે ઇન્દ્રિયોને અને મનને જીતવાનો સતત અભ્યાસ કર્તવ્ય છે.

અભ્યાસ એટલે વારંવાર આસેવન. તે વારંવાર આસેવનરૂપ અભ્યાસના યોગથી જ તત્ત્વપ્રાપ્તિ થાય છે. જે કારણથી શાસ્ત્રમાં કહ્યું છે કે અભ્યાસ વડે આહાર જિતાય છે, અભ્યાસ વડે આસન જિતાય છે, અભ્યાસ વડે શ્વાસને જિતાય છે અને અભ્યાસ વડે અનિલત્રુટિ એટલે પવનનો જય થાય છે, તથા અભ્યાસ વડે જ ચિત્ત સ્થિર થાય છે. અભ્યાસ વડે ઇન્દ્રિયો જિતાય છે, અભ્યાસ વડે પરમ આનંદની પ્રવૃત્તિ થાય છે. અને અભ્યાસ વડે જ આત્મસ્વરૂપનું દર્શન થાય છે.

શાસ્ત્રમાં કહેલું ધ્યાનનું સ્વરૂપ જાણીને શાસ્ત્રમાં જ રહેવા દીધું હોય પણ જો તે ધ્યાનનો અભ્યાસ ન કર્યો હોય તો તેવા શાસ્ત્રમાં જ રહેવા દીધેલા ધ્યાન વડે કંઈ પણ ફળપ્રાપ્તિ થતી નથી.

ઉત્સાહથી, નિશ્ચયથી, ધૈર્યથી, સંતોષથી, તત્ત્વનું જ્ઞાન થવાથી, અને જનપદનો (દેશનો) ત્યાગ કરવાથી એ ૭ અર્થ વડે યોગ સિદ્ધ થાય છે.

ઘણાં જ થોડાં અને તે પણ માની લીધેલાં (કલ્પિત) સુખ માટે તું, પ્રમાદયુક્ત થઈને, વારંવાર ઇન્દ્રિયોના વિષયમાં શા માટે મોહ પામે છે? તે વિષયો પ્રાણીને

સંસારરૂપ ભયંકર વનમાં ફેંકી દે છે, જ્યાંથી મોક્ષમાર્ગનું દર્શન પણ આ જીવને સુલભ નથી.

ભોગવતી વખતે માત્ર સુંદર લાગતા, પણ પરિણામે દુ:ખ દેનારા વિષયસુખમાં તું કેમ આસક્ત થયો છે? હે નિપુણ! પોતાનું હિત ઇચ્છનાર મૂર્ખ સાધારણ માણસ પણ કાર્યના પરિણામનો તો વિચાર કરે છે.

જ્ઞાનચક્ષુથી ગર્ભાવાસ, નારકી વગેરેની વેદનાઓ વારંવાર જોયા પછી તારું મન વિષય કષાય ઉપર ચોંટશે નહિ; માટે હે વિદ્વાન! તું બરાબર તેનો વિચાર કર.

પ્રવચનસારોદ્ધારમાં કહ્યું છે કે :—

रम्भागर्भसमः सुखी शिखिशिखावर्णाभिरुच्चैरयः,
सूचीभिः प्रतिरोमभेदितवपुस्तारुण्यपुण्यः पुमान् ।
दुःखं यल्लभते तदष्टगुणितं स्त्रीकुक्षिमध्यस्थितौ,
सम्पद्येत ततोऽप्यनन्तगुणितं जन्मक्षणे प्राणिनाम् ॥

કેળના ગર્ભ જેવા કોમળ અને અત્યંત સુખી જીવના દરેક રોમમાં તપાવેલી અગ્નિજવાળા જેવી લાલચોળ લોઢાની સોયો ઘોંચવાથી તેને જે દુ:ખ થાય તેનાથી આઠ ઘણું દુ:ખ જીવ જ્યારે ગર્ભસ્થાનમાં હોય છે ત્યારે પામે છે. અને જન્મ સમયે તો તેથી અનંતગણી વેદના ઉત્પન્ન થાય છે. ફાંસીની સજા પામેલ ચોરને કે વધ કરવાના સ્થાનકે લઈ જવાતા પશુને મૃત્યુ ધીમે ધીમે નજીક આવતું જાય છે, તેવી જ રીતે સર્વ પ્રાણીને

મૃત્યુ નજીક આવતું જાય છે તો પછી પ્રમાદ કેમ કરવા યોગ્ય છે?

જો તને સંસારની બીક લાગતી હોય અને મોક્ષ મેળવવાની ઇચ્છા રહેતી હોય, તો ઇન્દ્રિયો પર અંકુશ મેળવવા માટે અસાધારણ પુરુષાર્થ ફોરવ. गृहीत एव केशेषु मृत्युना धर्ममाचरेत् । પથ્થર જેવા કઠોર તારા હૃદય પર થઈને સિદ્ધાન્તજલ ચાલ્યું જાય છે, પણ અંદર પ્રવેશ કરતું નથી, કારણ કે તારા હૃદયમાં જીવ-દયારૂપ ભીનાશ અને ભાવનારૂપ અંકુરાઓની શ્રેણી પણ નથી.

જે પ્રાણીનો પ્રમાદરૂપ કાદવ સિદ્ધાન્તરૂપ વરસાદના જળ પ્રવાહથી પણ ધોવાતો નથી તે મુમુક્ષુ (મોક્ષ મેળવવા-ની ઇચ્છાવાળા) કેવી રીતે હોઈ શકે? ખરેખર રસાયણથી પણ જે કોઈ પ્રાણીનો વ્યાધિ નાશ પામે નહિ તો તેનું જીવન રહેવાનું જ નહિ એમ જાણવું.

દુર્ગતિમાં પડનાર પ્રમાદી પ્રાણી પોતાની પૂજા માટે શાસ્ત્રોનો અભ્યાસ કરે છે તે નિષ્ફળ છે. દીવાની જ્યોતિમાં ફસાયેલા, દીવામાં પડનાર પતંગિયાની આંખો તેને શો લાભ દેનારી છે?

જે શાસ્ત્રોના અભ્યાસ વડે ખુશી થાય છે, પરંતુ પર ભવમાં હિતકારી કાર્ય તરફ બેદરકાર છે તો તેઓ માત્ર પેટભરા જ કહેવા યોગ્ય છે.

લોકરંજન કરનારાં શાસ્ત્રોનો અભ્યાસી થઈને તું પંડિત નામ માત્રથી કેમ રાજી થાય છે? તું કાંઈ એવો અભ્યાસ કર અને એવું પ્રવર્તન કર કે જેથી તારે સંસાર સમુદ્રમાં પડવું જ ના પડે.

હે આત્મન્! સિદ્ધાંત વડે તું લોકોને રંજન કરતો ખુશી થાય છે પણ તારા પોતાના પરલોકના હિત માટે યત્ન કરતો નથી તેથી તને ધિક્કાર છે! તું માત્ર પેટભરાપણું જ ધારણ કરે છે, પણ હે આત્મન્! ભવાંતરમાં તે તારાં આગમો ક્યાં જશે? તે તારું જનરંજન ક્યાં જશે? અને આ તારો સંયમ ક્યાં જશે?

કેટલાંક પ્રાણીઓ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો ન હોય તો પણ, બીજાના જરા ઉપદેશથી, મુશ્કેલીથી સાધી શકાય તેવી આત્મસાધનામાં આદરવાળા થઈ જાય છે, તેઓને ધન્ય છે! કેટલાક તો આગમના અભ્યાસી હોય, ઘણા ગ્રન્થો પાસે રાખતા હોય છતાં આ ભવ પર ભવમાં હિતકારી આત્મસાધનામાં પ્રમાદી થઈ જાય છે અને પરલોકને હણી નાખે છે, તેઓનું શું થશે?

માત્ર અભ્યાસથી જ ભવાંતરમાં ઇચ્છિત સુખ આપીને આગમો ફળતાં નથી, પરંતુ તેમાં બતાવેલ સાધનાના ક્રમે પ્રવર્તવાથી આગમો ફળે છે. જેવી રીતે સાકરનો ભાર ઉપાડવાના શ્રમથી ગધેડો કંઈ સુખી નથી.

जहा खरो चंदणभारवाही, भारस्स भागी न हु चंदणस्स ।
एवं खु नाणी चरणेण हीणो, नाणस्स भागी न हु सुग्गइस्स ॥

—ઉપદેશમાળા

તે પુરુષોને ધન્ય છે કે જેઓ જંગલ અને નિર્જનતામાં જેવી ગુફાઓના સમૂહમાં રહ્યા છતાં એક ક્ષણ માત્ર પણ આત્મતત્ત્વની રમણતાને મૂકતા નથી.

જેનું ચિત્ત ઇન્દ્રિયોના વિષયોને છોડીને સમાધિસુખનું લાલચુ થયું છે તેવા આત્મામાં મગ્ન સત્પુરુષોને નમસ્કાર છે.

જગતનાં તત્ત્વનું અવલોકન કરનાર, સ્વભાવસુખમાં મગ્ન થયેલાને અન્ય ભાવોનું કર્તાપણું હોતું નથી, માત્ર સાક્ષીપણું જ અવશેષ રહે છે.

જે સ્નેહીઓને ભવદુઃખથી બચાવવાને તું શક્તિમાન નથી અને જેઓ તને બચાવવાને શક્તિવાળા નથી, તેઓ ઉપર ખોટું મમત્વ રાખીને હે મૂઢ આત્મન્! તું પગલે પગલે શા સારુ શોક પામે છે?

પાપનો વિચાર કર્યા વગર તું જે શરીરને પોષે છે, તે શરીર તારા ઉપર શું ઉપકાર કરશે? તેથી તે શરીર માટે હિંસાદિક કર્મો કરતાં કાળનો વિચાર કર, આ શરીરરૂપ ધૂતારાથી આખું જગત ઠગાયું છે.

જ્ઞાનદર્શનના સ્વભાવવાળો અને વિશુદ્ધ સુખસ્વરૂપ એવો આત્મા પણ સંસારમાં પરિભ્રમણ કરે છે, તે દોષ મોહનો જ છે.

મોહનો ત્યાગ શુદ્ધ આત્મજ્ઞાને કરીને થઈ શકે છે. "જ્ઞાનાદિક અનંત ગુણપર્યાયવાળો, નિત્યાનિત્ય આદિ અનંત સ્વભાવવાળો, અસંખ્ય પ્રદેશી, સ્વભાવ પરિણામી,

પોતાના સ્વભાવનો જ કર્તા અને ભોક્તા ઇત્યાદિ ગુણુવાળો, શુદ્ધ બુદ્ધ ચૈતન્ય ઘન, સ્વયંજ્યોતિ સુખધામ, એવો આત્મા તે હું છું. હું અનંત સ્યાદ્વાદ સત્તાનો રસિક છું. એક સમયમાં ત્રણુ કાળમાં અને ત્રણુ લોકમાં રહેલા સર્વ દ્રવ્ય પર્યાયોની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશને જણાવનારું જે જ્ઞાન તે મારો (આત્માનો) ગુણુ છે.' એવા સહજાત્મસ્વરૂપી પોતાના આત્માને જાણુનાર જ મોહનો જય કરી શકે છે. બીજો જય કરી શકતો નથી. કેમકે મોહનીય કર્મ અતિ દુર્જય છે.

કર્મ રહિત થવાના હેતભૂત એવી એક નિર્વાણુપદની એટલે મોક્ષપદની જ વારંવાર ભાવના કરાય, એટલે આત્માને તન્મય કરાય, સ્વરૂપમાં એકતા થાય તે જ ઉત્કૃષ્ટ જ્ઞાન છે, કે જે જ્ઞાનવડે આત્મા અનાદિ કાળથી નહિ પામેલા આત્મસુખનો અનુભવ કરે છે. બાકી આત્મજ્ઞાનથી વ્યતિરિક્ત બીજા વાણીના વિસ્તારવાળા ઘણુા એવા સંવેદન જ્ઞાનવડે કાંઈ આત્મસુખનો નિશ્ચય થતો નથી, કેમ કે થોડું પણુ અમૃતસદૃશ જ્ઞાન જ અનાદિ કર્મરોગનો નાશ કરનારું છે.

હે ભવ્ય ! હજારો નદીઓના જળથી પણુ જેનું ઉદર પૂર્ણ થતું નથી એવા સમુદ્ર જેવો ઇન્દ્રિયસમૂહ વિષયોથી કદાપિ તૃપ્ત થતો નથી. માટે અન્તરાત્માએ કરીને જ તું તૃપ્ત થા.

આ જીવ સંસારચક્રમાં રહેલા પર ભાવોને આત્મા-

પણે (પોતાપણે) માનીને, 'આ શરીર જ આત્મા છે,' એવી રીતના બાહ્યભાવને વિષે આત્મબુદ્ધિ ધારણ કરી બાહ્યાત્મપણાને પામવાથી મોહમાં આસક્ત થયો સતો અનંત પુદ્ગલ પરાવર્ત સુધી સંસાર ચક્રમાં પર્યટણ કરે છે. તે જ જીવ નિસર્ગથી (સ્વયમેવ) અથવા અધિગમ (પરના ઉપદેશ)થી આત્મસ્વરૂપ તથા પરરૂપનો વિભાગ કરીને 'હું શુદ્ધ સહજ આત્મસ્વરૂપ છું,' એવો નિશ્ચય કરી સમ્યક્ રત્નત્રય સ્વરૂપવાળા આત્માને જ આત્મારૂપે જાણી તથા રાગાદિનો પરભાવપણે નિશ્ચય કરી સમ્યગ્દૃષ્ટિવાળો અંતરાત્મા થાય છે અને તે જ સમ્યગ્દર્શનની પ્રાપ્તિના અવસરે નિર્ધાર કરેલા સંપૂર્ણ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી પરમાત્મા બને છે. માટે ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કર્તવ્ય છે, પણ વિષયોનો જરા પણ વિશ્વાસ કરવો નહિ. અહો ! પૂર્વ ભવે આસ્વાદન કરેલા સમતા સુખનું સ્મરણ કરીને લવસત્તમ દેવતાઓ અનુત્તર વિમાનના સુખને પણ તૃણ સમાન ગણે છે. ઇન્દ્રાદિક પણ વિષયનો ત્યાગ કરવામાં અસમર્થ હોવાથી મુનિઓના ચરણકમલમાં આળોટે છે. માટે વિષયોનો ત્યાગ જ કર્તવ્ય છે.

પુદ્ગલોથી પુદ્ગલો લેપાય છે. હું લેપાતો નથી. હું નિર્મળ ચિતસ્વરૂપી આત્મા પુદ્ગલના આશ્લેષવાળો નથી. જીવને અને પુદ્ગલને તાદાત્મ્ય સંબંધ છે જ નહિ. માત્ર સંયોગ સંબંધ છે. તે પણ ઉપાધિજન્ય છે. જેમ આકાશ અંજનથી લેપ્યા છતાં પણ લેપાતું નથી. તેમ

અમૂર્ત આત્મસ્વભાવવાળો હું એક ક્ષેત્રમાં રહેલાં પુદ્ગલોથી પણ લેપાતો નથી. આ પ્રમાણે ધ્યાન કરતો જીવ લેપાતો નથી.

यः पश्येन्नित्यमात्मानं, सा विद्या परमा मता ।
अनात्मसु ममत्वं य—दविद्या सा निगद्यते ॥

જે નિરંતર આત્માને જ જુએ છે. તે શ્રેષ્ઠ વિદ્યા માનેલી છે અને આત્માથી ભિન્ન અન્ય પદાર્થને વિષે જે મમતા તે અવિદ્યા કહેલી છે. 'આ શરીર મારું છે, હું શરીરરૂપ જ છું,' એમ માનવું તે અવિદ્યા એટલે ભ્રાંતિ જ છે.

યોગીઓ અવિદ્યારૂપ અંધકારનો નાશ થવાથી વિદ્યારૂપી અંજનથી લિપ્ત થયેલી દૃષ્ટિવડે આત્માને વિષે જ પરમાત્મા જુએ છે.

યોગીઓ તત્ત્વરૂપ અંજનથી વ્યાપ્ત એવી લોકોત્તર જ્ઞાનદૃષ્ટિએ કરીને પોતાના આત્મામાંથી મિથ્યા અવિદ્યાનો નાશ કરીને આત્માને વિષે જ સમસ્ત કર્મજાળની વિટંબનાથી રહિત સિદ્ધસ્વરૂપ પરમાત્માને જુએ છે.

મહાત્માને બાહ્ય દૃષ્ટિના પ્રચારોનો રોધ થવાથી સર્વ સમૃદ્ધિઓ અંતઃકરણમાં જ પ્રગટ રીતે ભાસે છે.

સ્વરૂપ અને પરરૂપના ભેદજ્ઞાનવડે શુદ્ધ આત્મસ્વરૂપના અનુભવમાં લીન થયેલા જ્ઞાની પુરુષને સર્વ સમૃદ્ધિઓ અંતઃકરણમાં પ્રગટે છે. હું સ્વરૂપાનંદમય છું, હું નિર્મળ,

અખંડ અને સર્વ પ્રકાશક જ્ઞાનવાળો છું; ઇંદ્ર ચંદ્રાદિકની સંપત્તિઓ તો નાશવંત છે અને હું તો અવિનાશી અનંત પર્યાયવાળી સહજતમ સંપત્તિથી યુક્ત છું. આવી રીતે આત્મસ્વરૂપના જ્ઞાનથી યુક્ત મહાત્માને પોતાના આત્મામાં જ સર્વ સંપત્તિઓ ભાસે છે, પણ બાહ્ય વિષયોમાં પ્રવર્તતી ઇન્દ્રિયોનો રોધ થાય ત્યારે જ તે ભાસે છે. ઇન્દ્રિયોના નિરોધ વિના તે આત્મસંપત્તિ જણાતી જ નથી.

આત્મસ્વરૂપના જ્ઞાનના અનુભવ સુખમાં લીન થયેલા મહાત્માને ક્રીડા કરવા માટે સમાધિરૂપી નંદનવન છે, ધૈર્યરૂપી વજ્ર છે, સમતારૂપી ઇંદ્રાણી છે અને જ્ઞાનરૂપી મોટું વિમાન છે. આ પ્રમાણે ઇન્દ્રની સર્વ સમૃદ્ધિ તેને પ્રગટ છે.

તત્ત્વરસિક સાધક અસાતાદિક દુઃખમાં દીન થતા નથી, કેમ કે કર્મ કરતી વખતે વિચાર કર્યો નહિ તો હવે તીવ્ર રસવડે બંધાયેલા કર્મના ઉદયમાં દીનતા શી કરવી? એમ સમજે છે. તેમજ સાતાદિક સુખને પામીને વિસ્મિત કે હર્ષિત થતા નથી. કેમ કે એ પણ શુભ કર્મના વિપાક છે એમ સમજે છે. સાતા અસાતા બન્ને શુભાશુભ કર્મનાં ફળ ભોગવતાં સમતા રાખી પૂર્વકર્મની નિર્જરા કરે છે.

ઉત્કૃષ્ટ એવું બ્રહ્મ ઇન્દ્રિયોને ગોચર નથી, તેથી વિશુદ્ધ અનુભવ વિના અનેક શાસ્ત્રોના અવબોધથી પણ તે પ્રાપ્ત થતું નથી.

આત્મઅનુભવ અવસ્થામાં મોહ નહિ હોવાથી સુષુપ્તિ અવસ્થા હોતી નથી. સંકલ્પ વિકલ્પનો પણ અભાવ હોવાથી સ્વાપ્ન તથા જાગર અવસ્થા પણ હોતી નથી. પરંતુ તે ત્રણે દશાથી ભિન્ન તુર્ય (ચોથી) ઉજાગર દશા હોય છે.

મન, ઇન્દ્રિયો અને કષાયોનો જય થતાં ક્રમે કરી ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનની શ્રેણીએ ચઢીને આત્મા રાગ દ્વેષ અને મોહાદિ સર્વ કર્મોનો ક્ષય કરી અનંત શાશ્વત સમાધિ સુખમાં વિરાજિત સહજાત્મસ્વરૂપ એવા પરમાત્મા બને છે. નમન હો તે પરમાત્મપદને! નમન હો તેની પ્રાપ્તિના સન્માર્ગને!

'સમજણ બીજી પછી કહીશ, જ્યારે ચિત્તે સ્થિર થઇશ.
જહાં રાગ અને વળી દ્વેષ, તહાં સર્વદા માનો કલેશ;
ઉદાસીનતાનો જ્યાં વાસ, સકળ દુ:ખનો છે ત્યાં નાશ.
સર્વ કાળનું છે ત્યાં જ્ઞાન, દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
ભવ છેવટની છે એ દશા, રામધામ આવીને વસ્યા.'

–શ્રીમદ્ રાજચંદ્ર



૫

## તત્ત્વામૃતનો આસ્વાદ–૧

આત્મસુખના પ્રેમી યોગીએ અંતરાત્મા વડે બાહ્યાત્મભાવને દૂર કરી, તન્મય થવા માટે નિરંતર પરમાત્મભાવનું ચિંતન કરવું.

શરીરાદિકને આત્મબુદ્ધિએ ગ્રહણ કરનારને બહિરાત્મા કહીએ છીએ. શરીરાદિકનો અધિષ્ઠાતા તે અંતરાત્મા કહેવાય છે.

શરીર તે હું છું એમ માનનાર, આદિ શબ્દથી ધન સ્વજન કુટુંબ, સ્ત્રી, પુત્રાદિ તે પોતાનાં માનનાર અને તેના સંયોગ વિયોગથી સુખી દુઃખી થનાર બહિરાત્મા છે.

શરીરનો હું અધિષ્ઠાતા છું, શરીરમાં હું રહેનાર છું. શરીર મારું રહેવાનું ઘર છે. અથવા શરીરનો હું દ્રષ્ટા છું. ધન સ્વજન કુટુંબ સ્ત્રી પુત્રાદિ એ સંયોગિક, પર, મારા સ્વરૂપથી ભિન્ન છે. શુભાશુભ કર્મ વિપાકજન્ય આ સંયોગો છે. એમ જાણી સંયોગ વિયોગમાં હર્ષ શોક ન કરતાં જ્ઞાતા દ્રષ્ટા તરીકે રહ્યા કરે, સાક્ષી ભાવે, નિર્મમત્વ ભાવે અબંધ પરિણામે રહે છે તે અંતરાત્મા છે.

જ્ઞાનસ્વરૂપ, આનંદમય, સમગ્ર ઉપાધિવર્જિત, શુદ્ધ, ઇન્દ્રિય અગોચર અને અનંત ગુણવાન તેને જ્ઞાનીઓએ પરમાત્મા કહ્યો છે.

આત્માને શરીરથી સદાય જુદો જાણવો, અને શરીરને આત્માથી જુદું જાણવું. આમ આત્મા અને દેહને જુદાં જાણનાર યોગી આત્મનિશ્ચય કરવામાં, આત્મસ્વરૂપ પ્રગટ કરવામાં સ્ખલના પામતો નથી.

જેની આત્મજ્યોતિ કર્મોની અંદર દબાઈ ગઈ છે તેવા મૂઢ જીવો આત્માની બીજી બાજુ અર્થાત્ પુદ્ગલમાં

નાશથી સાક્ષાત્ મેળવાતો મહા આનંદનો લાભ તે મોક્ષ છે. તે મહા આનંદનો ઉપાય રત્નત્રયરૂપ પરિણતિ છે. અર્થાત્ મોક્ષનો ઉપાય શુદ્ધ રત્નત્રયાત્મક આત્મા છે. જ્ઞાન આનાથી બીજું કોઈ નથી. દર્શન પણ આનાથી બીજું નથી જ. અને શીલ, ચારિત્ર પણ બીજું નથી.

સર્વજ્ઞકથિત સમસ્ત જ્ઞાનના ભેદોને જાણીને જે પુરુષ પરભાવોને પરિહરી નિજસ્વરૂપમાં સ્થિત રહ્યો થકો શીઘ્ર ચૈતન્ય ચમત્કાર માત્ર તત્ત્વ સહજાત્મસ્વરૂપમાં પ્રવેશ કરી જાય છે—ઊંડો ઊતરી તેમાં જ તલ્લીન, નિમગ્ન થઈ જાય છે તે પુરુષ પરમ શ્રીરૂપી મુક્તિસુંદરીનો પતિ થાય છે; અર્થાત્ મુક્ત થાય છે.

પરિગ્રહનું ગ્રહણ છોડીને તેમજ શરીર પ્રત્યે ઉપેક્ષા કરીને બુદ્ધ પુરુષે અવ્યગ્રતાથી (નિરાકુળતાથી) ભરેલું ચૈતન્ય માત્ર જેનું શરીર છે તેને—આત્માને—ભાવવો.

બહુ વિભાવ હોવા છતાં પણ, સહજ પરમતત્ત્વ—સહજાત્મસ્વરૂપના અભ્યાસમાં જેની બુદ્ધિ પ્રવીણ છે એવો આ શુદ્ધ દૃષ્ટિવાળો પુરુષ, 'સહજાત્મસ્વરૂપથી અન્ય કાંઈ નથી' એમ માનીને શીઘ્ર પરમશ્રી રૂપી સુંદરીનો વલ્લભ થાય છે.

અમારા આત્મસ્વભાવમાં વિભાવ અસત્ હોવાથી તેની અમને ચિંતા નથી; અમે તો હૃદયકમળમાં સ્થિત, સર્વ કર્મથી વિમુક્ત, શુદ્ધાત્માને, સહજાત્માને એકને

સતત અનુભવીએ છીએ, કારણ અન્ય કોઈ પ્રકારે મુક્તિ નથી જ નથી.

એ રીતે જ્ઞાનીના માર્ગ દ્વારા તત્ત્વાર્થ સમૂહને જાણી- ને પર એવાં સમસ્ત ચેતન અને અચેતનને ત્યાગો. અંત- રંગમાં નિર્વિકલ્પ સમાધિને વિષે, પરથી વિરહિત, ચિત્- ચૈતન્ય ચમત્કાર માત્ર પરમ તત્ત્વને ભજો.

અશુભ તેમજ શુભ સર્વ કર્મરૂપી વિષવૃક્ષોથી ઉત્પન્ન થતાં, નિજરૂપથી વિલક્ષણ એવાં ફળોને છોડીને જે જીવ હમણાં સહજ ચૈતન્યમય આત્મતત્ત્વને, સહજાત્મસ્વરૂપના આનંદને આસ્વાદે છે તે જીવ અલ્પકાળમાં મુક્તિને પામે છે, એમાં શો સંશય છે ?

ચૈતન્યશક્તિથી રહિત અન્ય સકળ ભાવોને મૂળથી છોડીને અને ચૈતન્યશક્તિ માત્ર એવા નિજ સહજ આત્માનું અતિ સ્ફુટપણે અવગાહન કરીને, આત્મા, સમસ્ત વિશ્વની ઉપર પ્રવર્તતા એવા આ કેવળ એક અવિનાશી આત્માને આત્મામાં સાક્ષાત્ અનુભવો.

જે તત્ત્વજ્ઞોના હૃદયકમળમાં સુસ્થિત છે, જે નિર્વિ- કલ્પ છે, જેણે વિવિધ વિકલ્પોને હણી નાખ્યા છે, અને જેને જ્ઞાની પુરુષોએ કલ્પના માત્ર રમ્ય એવાં ભવભવનાં સુખોથી તેમજ દુઃખોથી મુક્ત કહ્યું છે તે પરમતત્ત્વ સહજાત્મા જયવંત છે.

બંધ અવસ્થામાં કે મોક્ષ અવસ્થામાં સમસ્ત વિચિત્ર

[illegible] છે. [illegible] [illegible] સદા જાણ.

જેમના ચિત્તનું ચરિત્ર ઉદાત્ત છે એવા મોક્ષાર્થીઓ આ સિદ્ધાંતનું સેવન કરો કે હું તો શુદ્ધ ચેતન માત્ર એક પરમ જ્યોતિ જ સદાય છું, અને આ જે ભિન્ન લક્ષણવાળા વિવિધ પ્રકારના ભાવો પ્રગટ થાય છે તે હું નથી, કારણ કે તે બધાય મારાથી જુદાં પરદ્રવ્ય છે."

આત્માનો નિશ્ચય તે દર્શન છે, આત્માનો બોધ તે જ્ઞાન છે. આત્મામાં જ સ્થિતિ તે ચારિત્ર છે. આ ત્રણેની એકતા શિવપદનું કારણ છે.

સહજ જ્ઞાન સદા જયવંત છે. સહજ દૃષ્ટિ સદા જયવંત છે. તેવું જ સહજ વિશુદ્ધ ચારિત્ર પણ સદા જયવંત છે. પાપમલથી રહિત જેનું સ્વરૂપ છે એવી સહજ પરમ તત્ત્વમાં સંસ્થિત ચેતના—સહજ આત્મસ્વરૂપ પણ સદા જયવંત છે.

કામિનીઓની જે શરીર વિભૂતિ તે વિભૂતિને, હે કામી પુરુષ ! જો તું મનમાં સ્મરે છે તો મારા વચનથી તને શો લાભ થશે ? અહો ! આશ્ચર્ય થાય છે કે સહજ પરમ તત્ત્વને—નિજ સ્વરૂપને—છોડીને તું શા કારણે વિપુલ મોહને પામે છે ?

જો પરદ્રવ્ય—પરિગ્રહ મારો હોય તો હું અજીવ-

પણાને પામું. હું તો જ્ઞાતા જ છું. તેથી પરદ્રવ્યરૂપ પરિગ્રહ મારો નથી.

ભવ્ય જીવ ભવભીરુપણાને લીધે પરિગ્રહ વિસ્તારને છોડો અને નિરુપમ સુખના આવાસની પ્રાપ્તિ માટે નિજ આત્મામાં અવિચળ સુખાકાર તથા જગત જનોને દુર્લભ એવી સ્થિતિ કરો.

કાયવિકારને છોડીને જે ફરીફરીને શુદ્ધાત્માની—સહજાત્માની સંભાવના, સમ્યક્ભાવના કરે છે તેનો જ જન્મ સંસારમાં સફળ છે.

વ્યવહાર નયથી જ્ઞાનપુંજ એવા સિદ્ધ ભગવાન ત્રિભુવન શિખરની ટોચના નક્કર ચૂડામણિ છે. નિશ્ચયથી તે દેવ સહજ પરમ ચૈતન્ય ચિંતામણિસ્વરૂપ નિત્ય શુદ્ધ નિજરૂપમાં જ વસે છે.

હું શરીર સંબંધી બાલાદિ અવસ્થાભેદોને, રાગાદિ ભેદરૂપ ભાવકર્મના ભેદોને, ભાવ કર્માત્મક ચાર કષાયોને કરતો નથી. સહજ ચૈતન્યના વિલાસરૂપ આત્માને જ ભાવું છું.

અતિ તીવ્ર મોહની ઉત્પત્તિથી જે પૂર્વે ઉપાર્જેલું કર્મ તેને પ્રતિક્રમીને હું સદ્બોધાત્મક—સમ્યગ્જ્ઞાન—સ્વરૂપ એવા આત્મામાં આત્માથી નિત્ય વર્તુ છું.

જે સહજ તત્ત્વ અખંડિત છે, શાશ્વત છે, સકલ દોષથી દૂર છે, ઉત્કૃષ્ટ છે, ભવસાગરમાં ડૂબેલા જીવસમૂહને નૌકા સમાન છે અને પ્રબળ સંકટોના સમૂહરૂપી દાવા-

નળને શાંત કરવા માટે જળ સમાન છે, જે જિનપ્રભુના મુખારવિંદથી વિદિત છે, જે સ્વરૂપમાં સ્થિત છે, જે મુનીશ્વરોના મનોગૃહની અંદર સુંદર રત્નદીપની માફક પ્રકાશે છે, જે આ લોકમાં દર્શનમોહાદિ પર વિજય મેળવેલા યોગીઓથી નમસ્કાર કરવા યોગ્ય છે, જે સુખનું મંદિર છે, જેને તત્ત્વવેત્તાઓ પ્રણામ કરે છે, જે કૃતકૃત્ય છે, જેણે મોહરાત્રીનો નાશ કર્યો છે, અને જે સિદ્ધિથી ઉત્પન્ન થતા સૌખ્ય વડે શુદ્ધ છે એવા અદ્ભુત સહજ આત્મતત્ત્વને હું સદા અતિ અપૂર્વ રીતે અત્યંત ભાવું છું, વંદું છું, ભજું છું.

જે પરમાત્મતત્ત્વ રાગદ્વેષાદિ દ્વન્દ્વમાં રહેલું નથી, અને અનઘ (મળરહિત) છે, તે કેવળ એકની હું ફરી ફરીને સંભાવના (સમ્યક્ ભાવના) કરું છું. મુક્તિની સ્પૃહાવાળા અને ભવસુખ પ્રત્યે નિઃસ્પૃહ એવા મને આ લોકમાં પેલા અન્ય પદાર્થ સમૂહોથી શું ફળ છે?

જે આત્મા આત્માને આત્મા સાથે નિરંતર જોડે છે, અને રાગાદિથી નિવારે છે તે નિશ્ચયથી યોગભક્તિવાળો છે. જે આત્મા આત્મામાં આત્માને જોડીને સર્વ વિકલ્પોનો અભાવ કરે છે તે જ યોગભક્તિવાળો છે. બીજાને યોગ કઈ રીતે હોય?

ઇન્દ્રિયલોલુપતા જેમને નિવૃત્ત થઈ છે અને તત્ત્વ-લોલુપ (તત્ત્વપ્રાપ્તિ માટે ઉત્સુક) જેમનું ચિત્ત છે, તેમને સુંદર આનંદ ઝરતું ઉત્તમ તત્ત્વ પ્રગટે છે.

અતિ અપૂર્વ નિજાત્મજનિત ભાવનાથી ઉત્પન્ન થતા સુખ માટે જે યત્ન કરે છે તેઓ ખરેખર જીવન્મુક્ત થાય છે, બીજાઓ નહિ.

જે અન્યને વશ નથી તે 'અવશ' છે. જે યોગી સ્વહિતમાં લીન રહેતો થકો શુદ્ધાત્મસ્વરૂપ સિવાય અન્ય પદાર્થને વશ થતો નથી અને સુસ્થિત રહે છે તે અવશ છે.

જે અન્યવશ છે તે ભલે મુનિ વેષધારી હોય તોપણ સંસારી છે, નિત્ય દુઃખનો ભોગવનાર છે. જે સ્વસ્થ છે તે જીવન્મુક્ત છે. જિનેશ્વરથી કિંચિત્ (જરાક જ) ન્યૂન છે.

સર્વજ્ઞ વીતરાગમાં અને આ સ્વસ્થ યોગીમાં કયારેય કાંઈ પણ ભેદ નથી; છતાં અરેરે! આપણે જડ છીએ કે તેમનામાં ભેદ ગણીએ છીએ. (૨૫૦)

આ જન્મમાં સ્વવશ જ્ઞાની એક જ સદા ધન્ય છે કે જે અનન્ય બુદ્ધિવાળા રહેતા થકા, નિજાત્મા સિવાય અન્ય પ્રત્યે લીન નહિ થતા થકા, સર્વ કર્મોથી બહાર રહે છે. સમરસરૂપી સુધાના સાગરને ઉછાળવામાં પૂર્ણચંદ્ર સમાન તે સહજાત્માને હું વંદું છું.

આમ હોવાથી સમાધિસુખની સ્પૃહાવાળો ભવ્ય જીવ સમસ્ત વચનરચનાને સર્વદા છોડીને જ્ઞાનાનંદ આદિ અતુલ મહિમાના ધારક એવા પરમ તત્ત્વરૂપ નિજ સહજાત્મસ્વરૂપના અનુભવરૂપ અમૃતરસના આસ્વાદમાં લીન રહીને એકાકી નિરાલંબપણે અસંગભાવે સર્વ જગતજાળને

લાંબાં પહોળાં છે, કેટલાંક અસંખ્યાત યોજન લાંબાં પહોળાં છે. તે એક એક બિલની છત નીચે નારકીનાં ઉત્પત્તિનાં સ્થાન છે. તે ઊંટના મુખના આકાર આદિવાળાં, સાંકડાં મોઢાંવાળાં અને ઊંચે માથે છે. તેમાં નારકી જીવો ઊપજી નીચે માથું અને ઉપર પગથી આવી વજ્રાગ્નિમય પૃથ્વીમાં પડી, જેમ જોરથી પડી દડી પાછી ઊછળે છે તેમ (નારકી) પૃથ્વીપર પડી ઊછળતાં લોટતાં ફરે છે. કેવી છે નરકની ભૂમિ? અસંખ્યાત વીંછીના સ્પર્શને લીધે ઊપજી વેદનાથી અસંખ્યાત ગુણી અધિક વેદના કરવાવાળી છે.

ઉપરની ચાર પથ્વીના ચાલીશ લાખ બિલ અને પંચમ પૃથ્વીનાં બે લાખ એમ બેંતાલીસ લાખ બિલમાં તો કેવળ આતાપ, અગ્નિની ઉષ્ણ વેદના છે. તે નરકની ઉષ્ણુતા જણાવવાને માટે અહીં કોઈ પદાર્થ દેખવામાં આવતો નથી કે જેની સદૃશતા કહી જાય; તો પણ ભગવાનના આગમમાં એવું અનુમાન ઉષ્ણુતાનું કરાવેલ છે કે લાખ યોજનપ્રમાણ મોટા લોઢાના ગોળા છોડીએ તો તે નરકભૂમિને નહીં પહોંચતાં, પહોંચતાં પહેલાં નરકક્ષેત્રની ઉષ્ણુતાથી કરી રસરૂપ થઈ વહી જાય છે.

જેમ ઊકળેલા આધણમાં ચોખા સર્વ તરફ ફરતાં છતાં ચોડવાઈ જાય છે, તેમ સંસારી જીવ કર્મથી તપ્તાયમાન થઈ પરિભ્રમણ કરે છે. આકાશમાં ઊડતાં પક્ષીને બીજું પક્ષી મારે છે, જળમાં વિચરતાં મચ્છાદિકને બીજાં

પામે. પછી અનંત પર્યાય દુઃખના, પછી કોઈ એક પર્યાય ઇંદ્રિયજનિત સુખનો ક્વચિત્ પ્રાપ્ત થાય છે.

આવો દુઃખથી પરિપૂર્ણ આ સંસાર જાણીને સર્વ પ્રકારે ઉદ્યમ કરીને મોહને છોડીને હે ભવ્યો! તે આત્મસ્વભાવનું ધ્યાન કરો કે જેથી સંસારભ્રમણનો નાશ થાય.

નારાચ છંદ

અનંત સૌખ્ય નામ દુઃખ ત્યાં રહી ન મિત્રતા!
અનંત દુઃખ નામ સૌખ્ય પ્રેમ ત્યાં, વિચિત્રતા!!
ઉઘાડ ન્યાય-નેત્ર ને નિહાળ રે! નિહાળ તું;
નિવૃત્તિ શીઘ્રમેવ ધારી તે પ્રવૃત્તિ બાળ તું.

જેમાં એકાંત અને અનંત સુખના તરંગ ઊછળે છે તેવાં શીલ, જ્ઞાનને માત્ર નામનાં દુઃખથી કંટાળી જઈને મિત્રરૂપે ન માનતાં તેમાં અભાવ કરે છે; અને કેવળ અનંત દુઃખમય એવાં જે સંસારનાં નામમાત્ર સુખ તેમાં તારો પરિપૂર્ણ પ્રેમ છે એ કેવી વિચિત્રતા છે! અહો ચેતન હવે તું તારા ન્યાયરૂપી નેત્રને ઉઘાડીને નિહાળ રે! નિહાળ !!! નિહાળીને શીઘ્રમેવ નિવૃત્તિ એટલે મહા વૈરાગ્યને ધારણ કર, અને મિથ્યા કામભોગની પ્રવૃત્તિને બાળી દે!



## ૪. એકત્વ ભાવના

આ મારો આત્મા એકલો છે. તે એકલો આવ્યો

છે, એકલો જશે, પોતાનાં કરેલાં કર્મ એકલો ભોગવશે એમ ચિંતવવું તે ચોથી એકત્વ ભાવના.

જીવ એકલો પુણ્ય સંચય કરે છે. અને તેના ફળરૂપ દેવગતિનાં સુખને એકલો ભોગવે છે. એકલો કર્મની નિર્જરા કરે છે અને તે એકલો જ મોક્ષ પામે છે. જીવને ધર્મ જ દેવલોક અને સર્વ દુઃખના નાશરૂપ મોક્ષ આપે છે.

હે ભવ્ય! તમે જીવને શરીરથી ભિન્ન સર્વ પ્રકારે ઉદ્યમ કરીને જાણો. જે જાણવાથી બાકી સર્વ પર દ્રવ્ય ક્ષણ માત્રમાં તજવા યોગ્ય થાય છે. પોતાનું સ્વરૂપ જાણે તો સર્વ પરદ્રવ્ય હેય જ ભાસે.

રોગ કે મરણ કાળે સ્વજનો માત્ર જોઈ રહે છે પણ રોગ કે દુઃખને લેશ માત્ર લેવાને કે ટાળવાને સમર્થ થતાં નથી એમ જાણવા છતાં આ જીવ તે બધાંમાંથી મમત્વ છોડતો નથી. પોતાનાં કરેલાં કર્મ પોતાને એકલાને જ ભોગવવાં પડે છે.

આપણો સાચો આત્મીય તો તે છે કે જે આપણને દુઃખમાંથી બચાવી સુખમાં લઈ જાય છે. તે તો રત્નત્રય-રૂપ કે દશલક્ષણરૂપ ધર્મ જ એક એવો છે કે જે જીવને ઉત્તમગતિ અને પ્રાન્તે મોક્ષરૂપ અનંત સુખમાં લઈ જાય છે. માટે એકત્વ ભાવનાના ચિંતવનથી એ ધર્મમૂર્તિ નિજ શુદ્ધ સહજ આત્મસ્વરૂપ જ ઉપાસવા યોગ્ય છે, યાવત તેને પ્રાપ્ત કરી કૃતાર્થ થવા યોગ્ય છે.

ज्ञानदर्शनचरणपर्यवपरिवृत्तः परमेश्वरः ।
एक एवानुभवसदने स रमतामविनश्वरः ॥

અહો ! આ મારો આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્ર પર્યાયવાળો પરમેશ્વર છે. એ એક છે, એકલો છે, એનો બીજા સાથે સંબંધ નથી એનાં તો જ્ઞાન, દર્શન, ચારિત્ર જ છે. અને જ્ઞાનાદિ ઐશ્વર્ય સંપન્ન તે પરમેશ્વર છે. વળી તે અવિનાશી છે. આવો મારો આત્મા અનુભવ ગૃહમાં આનંદ કરો.

વસ્તુતત્ત્વવિચારવાથી, સ્વપરનો વિવેક કરવાથી, તને સુંદર સમતા અમૃતરસ પ્રાપ્ત થશે. તો તેવો સમતારૂપી અમૃતરસ પ્રાપ્ત કરી એક તું તેનો સ્વાદ લે. તને બહુ આનંદ થશે, તેથી અવર્ણનીય સુખરસ તું પામીશ. વિષય સુખ તો ક્ષણિક છે. આ અવર્ણનીય સુખ શાશ્વત અવ્યાબાધ છે. તો તેને તું પ્રાપ્ત કર.

એક જીવ પરજાય બહુ ધારે સ્વપર નિદાન;
પર તજી આપા જાનિકેં, કરો ભવ્ય કલ્યાન.



### ૫. પાંચમી અન્યત્વ ભાવના

આ સંસારમાં કોઈ કોઈનું નથી એમ ચિંતવવું તે પાંચમી અન્યત્વ ભાવના.

આ જીવ સંસારમાં દેહ ધારણ કરે છે તે પોતાથી અન્ય છે, માતા અન્ય છે, પુત્ર અન્ય જાણજે છે આ સર્વ કર્મ સંયોગથી થાય છે.

એવી રીતે સર્વ બાહ્ય વસ્તુને આત્મા આત્મસ્વરૂપથી ન્યારી જાણે છે તો પણ, પ્રગટપણે જાણતાં છતાં પણ આ મૂઢ જીવ તે જ પરદ્રવ્યને વિષે રાગ કરે છે એ મોટી મૂર્ખતા છે.

જે જીવ પોતાના સ્વરૂપથી દેહને પરમાર્થથી ભિન્ન લક્ષીને આત્મસ્વરૂપને સેવે છે, ધ્યાવે છે, તેને અન્યત્વ ભાવના કાર્યકારી છે.

અન્યત્વનું ચિંતવન કરતાં છતાં પણ જો યથાર્થ ભેદ-જ્ઞાન ન થયું, દેહથી પોતાનો આત્મા તત્ત્વથી, પરમાર્થથી ભિન્ન છે એમ ન ભાસ્યું તો તે ચિંતન નિરર્થક છે.

ના મારાં તન રૂપ કાંતિ યુવતી, ના પુત્ર કે ભ્રાત ના,
ના મારાં ભૃત સ્નેહીઓ સ્વજન કે, ના ગોત્ર કે નાત ના,
ના મારાં ધન ધામ યૌવન ધરા, એ મોહ અજ્ઞાત્ત ના,
રે ! રે ! જીવ વિચાર એમ જ સદા, અન્યત્વદા ભાવના.



## ૬. અશુચિ ભાવના

આ શરીર અપવિત્ર છે, મળમૂત્રની ખાણ છે, રોગ જરાને રહેવાનું ધામ છે. એ શરીરથી હું ન્યારો છું એમ ચિંતવવું. તે છઠ્ઠી અશુચિભાવના.

હાડ માંસ રૂધિર આદિ દુર્ગંધમય સાત ધાતુઓનો અપવિત્ર એવો આ દેહ પવિત્ર એવાં ચન્દન, કપૂર, કસ્તૂરી, પુષ્પાદિ સુગંધિ દ્રવ્યોને પણ તે દેહનો સંગ થતાં જ દુર્ગંધયુક્ત બનાવી દે છે; તેમ જ રોગ પીડા જરા

મરણાદિ દુઃખોનું ધામ બને છે. મનુષ્યોને તેથી વિરક્ત થવા જ વિધિએ મનુષ્યોનો દેહ આવો બનાવ્યો છે, એમ લાગે છે. છતાં મનુષ્ય તેવા અપવિત્ર પોતાના કે સ્ત્રી આદિના દેહમાં અનુરક્ત થાય છે એ ખરેખર સખેદ આશ્ચર્ય છે!

આવા અશુચિમય દેહને પ્રત્યક્ષ દેખતા છતાં આ જીવ તેમાં અનુરાગ કરે છે. પૂર્વે કદી ન મળ્યો હોય એમ માનીને તેનો આદર કરે છે, તેને સેવે છે. આ મોટું અજ્ઞાન છે.

જે ભવ્ય જીવ પર દેહ, જે સ્ત્રી આદિનો દેહ, તેમાં વિરક્ત થઈને નિજ દેહને વિષે અનુરાગ કરતા નથી, અને આત્મસ્વરૂપમાં સુરક્ત રહે છે, તલ્લીન રહે છે, તેમની અશુચિ ભાવના સાર્થક છે.

ખાણ મૂત્રને મળની, રોગ જરાનું નિવાસનું ધામ,
કાયા એવી ગણીને, માન તજીને કર સાર્થક આમ,
સ્વપર દેહકું અશુચિ લખિ, તજે તાસ અનુરાગ,
તાકે સાચી ભાવના, સો કહિયે વડભાગ.



## ૭. આસ્રવભાવના

રાગદ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ આદિ સર્વ આસ્રવ છે એમ ચિંતવવું તે સાતમી આસ્રવ ભાવના.

મન વચન કાયાની ક્રિયાને યોગ કહેવાય છે અને આ યોગને જ તત્ત્વવિશારદો આસ્રવ કહે છે. કર્મનું

આગમન તે આસ્રવ, શુભ અને અશુભ કે પુણ્ય અને પાપ બે પ્રકારે છે.

સર્વ જીવ પ્રત્યે પ્રિય વચન બોલવું, અપ્રિય કટુક વચન બોલનાર દુર્જન પ્રત્યે પણ ક્ષમા રાખવી, સર્વમાંથી ગુણ ગ્રહણ કરવા, ઈત્યાદિ મંદ કષાયથી પુણ્યાસ્રવ થાય છે.

પોતાની પ્રશંસા કરવી, પૂજ્ય પુરુષોના દોષ જોવા, તેમના અવર્ણવાદ બોલવા, દીર્ઘ કાળ સુધી વેરભાવ ધારી રાખવો, ઈત્યાદિ તીવ્ર કષાયથી પાપાસ્રવ થાય છે.

આમ જાણીને પણ જે ત્યાગવા યોગ્ય મિથ્યાત્વ, કષાય આદિનો ત્યાગ કરતા નથી તે જીવને આસ્રવ ભાવનાનું ચિંતન નિષ્ફળ જાય છે.

જે મુમુક્ષુ ઉપશમ ભાવમાં, સમભાવમાં લીન થઈને, મોહકર્મના ઉદયથી થતા સર્વ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગરૂપ આસ્રવોને હેય જાણીને તેને તજી દે છે, તેને આસ્રવભાવના સફળ થાય છે.

આતમ કેવળજ્ઞાનમય, નિશ્ચય દૃષ્ટિ નિહાર,
સબ વિભાવ પરિણામમય, આસ્રવભાવ વિડાર.
આસ્રવ પંચ પ્રકારકું, ચિંતવે તજી વિકાર,
તે પાવે નિજરૂપકું, યહૈ ભાવનાસાર.



## ૮. સંવર ભાવના

જ્ઞાન ધ્યાનમાં પ્રવર્તમાન થઈને જીવ નવાં કર્મ બાંધે નહિ એમ ચિંતવવું તે આઠમી સંવર ભાવના.

વિનયથી તથા અનુવિનય વિચારે છે તથા દર્શન જ્ઞાન ચારિત્રને ગુણના ઉપકારનાર, નિર્ગ્રંથ અને નિત્ય માને છે તેને ઘણી નિર્જરા થાય છે.

જે પોતાના મિથ્યાત્વાદિ દોષોની નિંદા કરે, અને ગુણવંત સમકીતિ મહાગુરૂઓની સ્તુતિ કરે, બહુમાન કરે, મન ઇન્દ્રિયોને જીતીને સ્વરૂપમાં તલ્લીન થાય, સ્વરૂપ-પરાયણ થાય તેને ઘણી નિર્જરા થાય છે.

ઉપરોક્ત નિર્જરાનાં કારણોમાં જે સાધક પ્રવર્તે તેનો જન્મ સફળ છે, તેને પાપ કર્મની નિર્જરા થાય છે. પુણ્યકર્મનો અનુભાગ વધે છે અને તેને જ ઉત્કૃષ્ટ સુખ પ્રાપ્ત થાય છે.

જે સાધક સમતા, વીતરાગતાજનિત સુખમાં લીન થઈને વારંવાર શુદ્ધ બોધનિધાન, શુદ્ધચિદ્રૂપ નિજ સહજાત્માનું ( પરમાત્માનું ) સ્મરણ કરે, ધ્યાન કરે તે ઇન્દ્રિય અને કષાયનો જય કરનાર મહાત્મા પરમ નિર્જરા કરે છે. ઇન્દ્રિય અને કષાયનો નિગ્રહ કરી પરમ વીતરાગભાવરૂપ આત્મધ્યાનમાં લીન થાય છે તેને ઉત્કૃષ્ટ નિર્જરા થાય છે.

પૂર્વ બાંધે કર્મ જે ખરે તપોબળ પાય,<br>
સો નિર્જરા કહાય હૈં ધારે તે શિવ જાય.

❀

સ્વરૂપ આત્મિક સમાધિ સુખને અનંતકાળ પર્યંત ભોગવે છે.

લોકસ્વરૂપ વિચારકેં, આતમરૂપ નિહારિ,
પરમારથ વ્યવહાર મુણિ[1], મિથ્યાભાવ નિવારિ.



## ૧૧. બોધિદુર્લભ ભાવના

સંસારમાં ભમતાં આત્માને સમ્યગ્જ્ઞાનની પ્રસાદી પ્રાપ્ત થવી દુર્લભ છે. વા સમ્યગ્જ્ઞાન પામ્યો તો ચારિત્ર સર્વવિરતિ પરિણામરૂપ ધર્મ પામવો દુર્લભ છે એવી ચિંતવના તે બોધિદુર્લભ ભાવના છે.

સમુદ્રમાં રત્ન પડી ગયા પછી પાછું મેળવવું જેટલું દુર્લભ છે તેટલો મનુષ્યભવ પામવો દુર્લભ છે. હે ભવ્ય જીવો! મનુષ્ય ગતિમાં જ તપનું આરાધન હોય છે, સમસ્ત મહા વ્રત હોય છે, ધર્મ શુક્લધ્યાન હોય છે અને મનુષ્યભવમાં જ મોક્ષની પ્રાપ્તિ હોય છે. આવો દુર્લભ મનુષ્યભવ પામીને જે વિષયોમાં રમે છે તે રાખ માટે રત્નને બાળે છે.

હે વિશાળ બુદ્ધિવાળા સજ્જનો! મહા મુશ્કેલીથી પમાય એવું જે બોધિરત્ન, સમ્યક્ત્વ તેનું તમે સેવન કરો. એ બોધિના પ્રભાવે દેવતાઓ પણ આશ્ચર્ય પામે એવો સ્વર્ગસંપત્તિનો વિલાસ પામી જીવ આનંદોલ્લાસ પ્રાપ્ત કરે છે. એ બોધિના પ્રભાવે પુષ્કળ વૈભવભોગવાળા

---

૧ જાણીને.

નાખ્યો છે. એવા દયાવંત ધર્મરૂપ વિભુ-પ્રભુને મારા ભક્તિભાવે પ્રણામ હો! ધર્મ એ આ જગતમાં કલ્પવૃક્ષ છે.

એ ધર્મરૂપી કલ્પવૃક્ષને મારા નમસ્કાર હો કે જે ધર્મથી સકળ જગત્ પવિત્ર કરાય છે, તથા જગતનો ઉદ્ધાર કરાય છે તથા જે દયાથી આર્દ્ર છે.

લક્ષ્મી સહિત ચિન્તામણિ, દિવ્ય નવ નિધિ, કામધેનુ અને કલ્પવૃક્ષ એ સર્વ ધર્મના ચિરકાળથી કિંકર, સેવક છે. ધર્મ જીવોને ચક્રવર્તી, ધરણેન્દ્ર તથા દેવેન્દ્રો દ્વારા વાંછિત તેમજ ત્રૈલોક્યપૂજ્ય તીર્થંકરની લક્ષ્મીને આપે છે.

ધર્મ, કઇ સમયે સમસ્ત જગતના ત્રસ સ્થાવર જીવોની રક્ષા કરે છે અને સુખરૂપી અમૃતના પ્રવાહોથી સમસ્ત જગતને તૃપ્ત કરે છે.

આ ત્રણ લોકમાં ભોગ કે મોક્ષનું એવું કોઈ કારણ નથી કે જેને ધર્માત્મા પુરુષ ધર્મના સામર્થ્યથી પામી ન શકે. અર્થાત્ ધર્મના સામર્થ્યથી સમસ્ત મનોવાંછિત ફળને પામે છે.

જેના ચિત્તમાં ધર્મ જ એક શરણભૂત છે તેનાં ચરણકમળની પંક્તિમાં ઇન્દ્રગણ પણ નમ્રીભૂત મસ્તક વડે નમસ્કાર કરે છે.

ધર્મ ગુરુ છે, મિત્ર છે, સ્વામી છે, બાંધવ છે, હિત છે, અને ધર્મ જ નિષ્કારણ અનાથોની પ્રીતિપૂર્વક રક્ષા કરનાર છે. આ પ્રાણીને ધર્મ વિના બીજું કોઈ શરણ નથી.

સંસાર સર્વ બળતી જ્યમ આગ જાણો,
ત્યાગો ક્યાં, દુઃખ અપાર ભર્યાં વિશેષ;
સંસાર જંજીર ચતુર્ગતિ કેરી બેડી,
મુક્તિ સ્વધામ સુખધામ વરીશ કે ની? ૬
એકાકી જન્મ ધારે, પરલોક જતાં,
એકાકી કર્મફળ દુઃખ નિજ સહતાં;
એકાંત શુદ્ધ નિજ આત્મસ્વરૂપ ભાળો,
એકત્વ ભાવ ધરી નિત્ય વિભાવ ટાળો. ૭
જ્ઞાનાદિ આત્મધન શાશ્વત એક તારું,
તે વિણ અન્ય જગમાં જીવ જાણ ન્યારું;
ચૈતન્ય લક્ષણ વિવેક વડે વિચારો,
તું અન્ય દ્રવ્ય થકી ભાવ સદાય ન્યારો. ૮
મૃત્યુ જરા વિવિધ વ્યાધિ નિહાળ દેહે,
દુર્ગંધિપૂર્ણ મળમૂત્ર વિષે શું મોહે?
સૌંદર્ય એ શરીરનું ગતતેજ લાગે,
જો તત્ત્વદૃષ્ટિ ઉરમાં અતિ તીવ્ર જાગે. ૯
મિથ્યાત્વ અવ્રત પ્રમાદ કષાય યોગે,
કર્મોતણો સતત આસ્રવ કોણ રોકે?
જ્ઞાનાદિ આત્મધન આસ્રવથી લુંટાયે,
ઐશ્વર્યહીન જીવ દીન સમો જણાયે. ૧૦
શુદ્ધાત્મભાવ શુચિ સ્વાનુભવે સદાયે,
કર્મોતણો સકલ આસ્રવ દૂર થાયે;
સૌ કર્મ આગમન રોકી સ્વદ્રવ્ય રક્ષે,
જ્ઞાની સુસંવર બળે મન એક લક્ષે. ૧૧

પૂર્વે કરેલ કરમો ક્રમથી ખરે છે,
ઇચ્છાનિરોધ તપથી સમતા ઝરે છે;
તે નિર્જરા મન વસી ભવ તે તરે છે,
મુક્તિ પ્રિયા પ્રિયસખી દુઃખ સૌ હરે છે. ૧૨

ઉત્પત્તિ નાશ ધ્રુવતાયુત સર્વ દ્રવ્યો,
વ્યાપેલ લોક મહીં ભાળી ભૂલે ન ભવ્યો;
જો દ્રવ્યદ્રષ્ટિ થકી લોક સમસ્ત ભાળે,
પર્યાય વિકૃતિ વિષેથી વિમોહ ટાળે. ૧૩

શુદ્ધાત્મબોધ પ્રતીતિ, સ્થિતિ, રત્નપ્રાપ્તિ,
અત્યંત દુર્લભ ભવે ન લહી કદાપિ;
દારિદ્ર દુઃખ ભવવાસીતણું ટળે ના,
બોધિ સમાધિ વિણ શાંતિ ખરી મળે ના. ૧૪

ધારે અધોગતિ વિષે પડતાં જીવોને,
સ્થાપે નરેન્દ્ર અમરેન્દ્ર મુનીન્દ્ર સ્થાને;
નિર્ગ્રંથ ધર્મ અતિ દુર્લભ ધર્મદાતા,
જ્ઞાની ગુરુ વચન શાંતિ સુધા પ્રદાતા. ૧૫

આ ભાવના ભવવિનાશિની ભવ્ય ભાવે,
વૈરાગ્ય જ્ઞાન તણી શક્તિ અતિ જગાવે;
તે તત્ત્વદૃષ્ટિ અનુભૂતિ અપૂર્વ પામે,
શાંતિ સમાધિપ્રદ સિદ્ધિપદે વિરામે. ૧૬



શરીર પાતળું હોય, કૃશ થયેલું હોય, રોગગ્રસ્ત હોય તો પણ તેથી આત્મા પાતળો થયો, કૃશ થયો કે વ્યાધિગ્રસ્ત થયો છે એમ જ્ઞાનીઓ કદી માનતા નથી. દેહની સર્વ અવસ્થાઓને આત્માથી સાવ સ્પષ્ટ ભિન્ન જ્ઞાની સદાય માને છે. ૬૩

તેવી જ રીતે જૂનાં વસ્ત્ર પહેરવાથી જેમ કોઈ પોતાને જીર્ણ થયેલા માનતા નથી તેમ દેહ જીર્ણ થતાં આત્મા જીર્ણ થયો છે એમ જ્ઞાનીઓ કદી માનતા નથી. ૬૪

કપડાં ફાટી ગયાં હોય, નાશ પામી ગયાં હોય કે લૂંટાઈ ગયાં હોય તો કોઈ પોતાનો નાશ થયો માનતા નથી તેમ શરીર નાશ પામતું હોય છતાં જ્ઞાનીઓ પોતાનો નાશ થાય છે એમ કદી માનતા નથી. ૬૫

લાલ કપડાં પહેરવાથી જેમ કોઈ પોતાને લાલ રંગના માનતા નથી. તેમ શરીર લાલ, ગૌર, કૃષ્ણ કે કાંતિમાન હોય તો પોતાનો આત્મા તેવો લાલ, ગૌર કે કૃષ્ણ વર્ણવાળો છે એમ જ્ઞાની કદી માનતા નથી. વર્ણ રસ ગંધ સ્પર્શ આદિ પુદ્ગલના ગુણોથી પોતાનો આત્મા કેવળ ભિન્ન, જ્ઞાન દર્શન આદિ ગુણોવાળો અજરામર પરમાનંદસ્વરૂપી છે એ નિશ્ચય જ્ઞાનીઓને જડ એવા શરીરથી પોતાને સદાય ભિન્ન ગણી આત્મભાવનામાં નિરંતર તત્પર રાખે છે. ૬૬

આત્માનું વાસ્તવિક શરીર તો કેવળજ્ઞાન છે. પરંતુ જડ એવા આ શરીરરૂપ કાંચળીથી આત્માનું તે કેવળ-

જ્ઞાનરૂપ પારમાર્થિક શરીર અવરાઈ ગયું છે. તેથી તે
પોતાના આત્માને જાણુતો નથી, અનુભવતો નથી અને
એ જ કારણુથી તે અનંતાનંત કાળથી ભવમાં ભ્રમ્ય
કરે છે. ૬૮

હું ગોરો છું, જાડો છું કે પાતળો છું, એમ શરીરન
વિશેષણોથી આત્માને તેવો ન માનતાં કેવળજ્ઞાન શરીર
વાળો હું આત્મા છું, જડ દેહથી ભિન્ન કેવળજ્ઞાન સ્વરૂ
અવિનાશી એવો હું શુદ્ધ સહજાત્મસ્વરૂપ છું, એવી પક
નિશ્ચળપણે, નિષ્કંપપણે, અડોલપણે, સદાય દૃઢ રાખવી. ૭૦

જેના ચિત્તમાં, દેહથી ભિન્ન, ચૈતન્યસ્વરૂપ, શુદ્ધબુદ્ધ
અજરામર, પરમાનંદ સ્વરૂપી હું શાશ્વત શુદ્ધ સહજાત્મ
સ્વરૂપ છું, એવી પકડ, શ્રદ્ધા, ધારણા, નિશ્ચય, અડોલપણે
નિશ્ચળપણે સદાય વર્તે છે તેનો મોક્ષ અવશ્ય નિશ્ચે
છે, પરંતુ જેને એવી નિશ્ચળ પકડ નથી તેનો અવશ્ય
મોક્ષ નથી. ૭૧

અન્ય દેહમાં જવાનું બીજ આ દેહમાં આત્મભાવન
છે તે જ છે. અને દેહ રહિત, વિદેહી, મુક્ત દશા
પામવાનું બીજ દેહથી ભિન્ન પોતાના આત્મામાં જ આત્મા
પણાની બુદ્ધિ, ભાવના છે, તે છે. 'આતમ ભાવના ભાવતાં
જીવ લહે કેવળજ્ઞાન રે.' ૭૪

પોતાનો આત્મા જ પોતાના આત્માને સંસારનાં
જન્મમરણાદિમાં, એક ગતિમાંથી બીજી ગતિમાં લઇ

[illegible] શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિ માટે પોતાના તે [illegible] શુદ્ધચિદ્રૂપમાં ચિત્ત લગાવે તો તે કેવલ-જ્ઞાન અને કેવલદર્શનરૂપ અતીન્દ્રિય આત્મદર્શન અને આત્મજ્ઞાન શીઘ્ર પામે.

ચિદ્રૂપ કેવલ શુદ્ધ હું, આનંદધામ સદા સ્મરું;
શ્લોકાર્ધથી સર્વજ્ઞ ભાષિત માર્ગ મોક્ષાર્થે ધરું. ૨૨

શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિરૂપ મોક્ષપદના અભિલાષી જનોએ નિરંતર વિચારવું કે જે પદાર્થ શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિમાં કારણ છે તે મને પ્રિય છે, કારણ કે હું શુદ્ધ ચિદ્રૂપની પ્રાપ્તિનો અભિલાષી છું. તેથી જે સ્વરૂપપ્રાપ્તિમાં કારણ નથી તેમાં મારે પ્રેમ પણ કર્તવ્ય નથી. ૨૧

'સહજાત્મસ્વરૂપ પરમગુરુ," હું ચિદ્રૂપ અન્ય દ્રવ્યોના સંગથી રહિત, અદ્વિતીય કેવલ અસંગ છું, કર્મમલ રહિત શુદ્ધ છું અને આનંદસ્વરૂપ છું. એમ હું નિજ-સ્વરૂપનું સ્મરણ કરું છું. આ શ્લોક વડે કહેવાયેલો સર્વજ્ઞ ભગવાનનો ઉપદેશ મુક્તિને માટે થાય છે. અર્થાત્ આ ઉપદેશ આત્મામાં પરિણમે તો મુક્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે. અર્ધા શ્લોકમાં ભગવાને મુક્તિનો માર્ગ કહ્યો છે. ૨૨

જ્યમ અંધ આગળ નૃત્ય કે ગીત બધિર આગળ વ્યર્થ છે,
ત્યમ શુદ્ધચિદ્રૂપનું કથન બહિરાત્મ આગળ વ્યર્થ છે;
ભૂખ્યા કને જ્યમ અન્ન કે તરસ્યા કને જળ હિત કરે,
ત્યમ અંતરાત્મા સમીપ ચિદ્રૂપ–કથન હિતકર છે ખરે. ૨૩-૨૪

લોકમાં જેમ અંધ પાસે નૃત્ય અને બહેરા પાસે ગીત નકામાં જાય છે તેમ આત્મસ્વરૂપની જિજ્ઞાસા જેને જાગી નથી અને દેહાદિ બાહ્ય ભાવોમાં અહં મમત્વ કરી સાંસારિક પ્રપંચોમાં કે અંતર લક્ષ ઉપયોગ વિનાના ધર્મના નામે થતા ક્રિયાકલાપો તેમજ શુષ્ક અધ્યાત્મ વાક્જાલોમાં હિત માનીને જે પ્રવર્તી રહ્યા છે એવા બહિરાત્મા અજ્ઞાની મનુષ્યો આગળ શુદ્ધ આત્મસ્વરૂપની વાત કહેવી, સમજાવવી નિરર્થક જાય છે. અંતરથી જેને સંસાર કારાગૃહ સમાન પરાધીનતાની બેડીરૂપ ખરેખર દુઃખદાયક જણાયો છે, તેનાથી છૂટવાની તમન્ના જાગી છે અને તેથી જેને આત્મસ્વરૂપ જાણવા ઓળખવાનો ખપ છે, એવા જિજ્ઞાસુ, મુમુક્ષુ, આત્માર્થી જનો તથા આત્મજ્ઞાની અંતરાત્મારૂપ મહાપુરુષો પાસે આ શુદ્ધ ચિદ્રૂપની વાત કરી હોય તો તેમને હિતકારક થાય છે. જેમ ભૂખ્યા પાસે અન્ન અને તરસ્યા પાસે જળ મૂકવામાં આવે તો તે અત્યંત આતુરતાથી આદરપૂર્વક તેનું ગ્રહણ કરે છે. કારણ કે તેની જ તેને જરૂર છે, તેના વિના તે દુઃખી થઈ રહ્યા છે, અને તે અન્નાદિની પ્રાપ્તિથી જ સંતોષ કે સુખ થશે એમ તે જાણે છે. તેમ શુદ્ધ આત્મજ્ઞાન વિના સંસારનાં અનંત જન્મ મરણ આદિ દુઃખ દૂર થવાનાં નથી એમ જાણી એક આત્મજ્ઞાનનો જ જેને ખપ છે તેવા જિજ્ઞાસુઓને જ આ શુદ્ધ ચિદ્રૂપની વાત આત્મજ્ઞાન પમાડવા કારણરૂપ બની અપૂર્વ હિતકર થાય છે.

શુદ્ધ આત્મસુખના પરીક્ષક અને તેમાં જ પ્રીતિવાળા જગતમાં વિરલા જ છે.

પર વસ્તુની પરીક્ષામાં પ્રવીણ અને ઇન્દ્રિય સુખમાં આસક્ત એવા જગતમાં પ્રાયે ઘણા જીવો જોવામાં આવે છે. મોતી, પરવાળાં, રત્નો, સુવર્ણ આદિ ધાતુઓ, રસ ભૂમિ, વસ્ત્ર, અન્ન, રોગ, વૃક્ષો, સ્ત્રીઓ, અશ્વ, ગજ, સર્પ, ગાય, બળદ, મનુષ્ય, દેવ, વિદ્વાન, પક્ષી, અને જળચર જીવોના પરીક્ષકો જગતમાં ઘણા છે. તેમ જ વિષય સુખમાં રક્ત પણ ઘણા જોવામાં આવે છે. પરંતુ સત્સુખના પરીક્ષક તથા તે અતીન્દ્રિય સુખમાં રક્ત ઘણા જ અલ્પ જીવો પ્રાયે જગતમાં જોવામાં આવે છે.

( સદ્‌ગુરુ શ્રોત્રીય બ્રહ્મનિષ્ઠ પદ સેવાથી શુદ્ધજ્ઞાન થશે—એ દેશી )

આત્મિક સુખ તો નિજવશ નિરુપમ નિઃસ્પૃહ નિત્યનિજસ્થ અહો!
નિરુપદ્રવ નિર્દ્રવ્ય અબંધક વિણ ભય શુભ અતર્ક્ય લહો,
શ્રેષ્ઠ અદોષ અમલ શિવહેતુ દુર્લભ દ્વન્દ્વાતીત ગ્રહો,
આવું સુખ સ્વાત્મોત્થ લહો, તે વિરુદ્ધ ઇન્દ્રિય સુખ ન ચહો.

એ આત્મિક સુખ કેવું છે? તો કે ઇન્દ્રિયજન્ય સુખથી વિરુદ્ધ છે.

ઇન્દ્રિયજન્ય સુખ પર દ્રવ્યના સંબંધથી થાય છે, તેમાં પર દ્રવ્યની જરૂર રહે છે. જ્યારે આત્મિક સુખ નિર્દ્રવ્ય એટલે મફત કોઈ પણ પરદ્રવ્યની અપેક્ષા વગરનું છે. ઇન્દ્રિય સુખ, પર પદાર્થો કે ઇન્દ્રિયોની અનુકૂળતાને

આધીન હોવાથી પરાધીન છે, જ્યારે આત્મિક સુખ પોતાને, આત્માને જ આધીન હોવાથી, સ્વવશ છે. ઇન્દ્રિય સુખ ઇન્દ્રિયો આદિ પર પદાર્થોમાં રહ્યું જણાય છે જ્યારે આત્મિક સુખ નિજ સ્વરૂપમાં જ રહેલું હોવાથી નિજસ્થ છે. ઇન્દ્રિય સુખ ભોગવતાં પણ તે જતાં રહેશે ઇત્યાદિ ભયથી યુક્ત છે જ્યારે અતીન્દ્રિય સુખમાં કંઈ પણ ભય નથી તે અભય છે. ઇન્દ્રિય સુખ અલ્પકાળ પછી નાશ પામી જનાર હોવાથી વિનાશી છે, અતીન્દ્રિય સુખ કદાપિ નાશ પામનાર નહિ હોવાથી નિત્ય છે. ઇન્દ્રિય સુખ જેમ જેમ ભોગવાય છે તેમ તેમ તૃષ્ણારૂપ દાહ વધતો જાય છે, જ્યારે અતીન્દ્રિય સુખ જેમ જેમ અનુભવાય છે તેમ તેમ પરમ તૃપ્તિ અનુભવાય છે, તેથી અલ્પ પણ પર વસ્તુની ઇચ્છા સ્પૃહા તૃષ્ણા રહેતી નથી તેથી તે નિરીહ છે. ઇન્દ્રિય સુખ પરિણામે દુઃખરૂપ અશ્રેયકારી હોવાથી અશુભ છે. આત્મસુખ ખરી મહત્તાવાળું પરમ શ્રેયકારી સુખ છે તેથી તે શુભ મંગલકારી, કલ્યાણસ્વરૂપ છે, ઇન્દ્રિય સુખ રાગદ્વેષ, માન અપમાન, હર્ષ શોક, જન્મ મરણ આદિ તથા દુઃખરૂપ વિપક્ષ (દ્વન્દ્વ)થી સહિત છે. આત્મિક સુખ એક સર્વ દ્વન્દ્વથી, વિપક્ષથી રહિત છે. ઇન્દ્રિય સુખમાં અનેક પ્રકારના ઉપદ્રવો, વિઘ્નો આવી પડે છે. આત્મિક સુખમાં કંઈ વિઘ્ન આવતું નહિ હોવાથી તે નિરુપદ્રવ છે. ઇન્દ્રિય સુખને કંઈ પણ ઉપમા આપો તો આપી શકાય જ્યારે અતીન્દ્રિય સુખને યોગ્ય જગતમાં કોઈ ઉપમા નહિ હોવાથી તે નિરુપમ છે. ઇન્દ્રિય સુખમાં

કર્મની જાળનો જે નાશ કરે છે તે સર્વ સિદ્ધના જેવા સુખી થાય છે.

કર્મનાશ કરવાનો ઉપાય શું ?

ગુરુભક્તિ, જિનેન્દ્રભક્તિ, સિદ્ધભક્તિ આદિ સત્ક્રિયાઓથી કર્મનો નાશ કરી શકાય છે. વિચાર કરતાં એ ગુરુભક્તિ, જિનેન્દ્રભક્તિ કે સિદ્ધભક્તિ ભેદ અને અભેદ એ બે પ્રકારની છે. પોતાની સામે ભગવાનની પ્રતિકૃતિને રાખીને ઉપાસના કરવી તે ભેદભક્તિ છે. પોતાના આત્મામાં જ તેમને વિરાજમાન કરીને ઉપાસના કરવી તે અભેદભક્તિ છે. પહેલાં તો ભક્તિના જ અભ્યાસની જરૂર છે. ભેદભક્તિનો બરાબર અભ્યાસ થયા પછી અભેદભક્તિનો અભ્યાસ કરે તો કર્મનો નાશ થઈ શકે છે.

કર્મનો નાશ કરવા માટે અભેદભક્તિપૂર્વક આરાધનાની જ પરમ આવશ્યકતા છે.

જેવી રીતે તમે સામે ભગવાનને રાખીને તેમની ઉપાસના કરો છો તેવી જ રીતે તનુવાતમાં જો પોતાના આત્માને રાખીને ઉપાસના કરો તો તે અભેદભક્તિ છે.

આ આત્મા વર્તમાન શરીરપ્રમાણ છે. શરીરમાં રહેવા છતાં શરીરથી જુદો છે. પુરુષાકાર છે. ચિન્મય છે. એવો જાણીને દેખે તો તેનાં દર્શન થાય છે.

એક સ્ફટિકની શુદ્ધ પ્રતિમા જેવી રીતે ધૂળના ઢગલામાં રાખવાથી દેખાય છે, તેવી રીતે આ દેહરૂપી ધૂળના

ઢગલામાં આ નિર્મળ આત્મા ઢંકાયેલો છે. આવી રીતે જાણીને તેને જોવાનો જો પ્રયત્ન કરો તો તે અંદર દેખાય છે. સ્ફટિકની પ્રતિમા તો ચર્મચક્ષુથી દેખી શકાય છે, હાથથી સ્પર્શી શકાય છે, પરંતુ આ તો કોઈ વિલક્ષણ મૂર્તિ છે. તેને ન તો ચર્મચક્ષુથી જોઈ શકાય છે, કે ન તો હાથથી સ્પર્શી શકાય છે તેને તો આકાશના રૂપમાં બનાવેલી સ્ફટિકની મૂર્તિ સમજો. તેને જ્ઞાનચક્ષુથી જ દેખવી પડશે.

સંસારનો લોભ બહુ ખરાબ છે. પર પદાર્થોના મોહે આ આત્માને તે અભેદભક્તિથી ચ્યુત કર્યો છે. માટે સૌથી પ્રથમ આશાપાશને તોડો. આશાઓને કમ કરીને એકાંત વાસમાં જઈ આંખો મીંચી તેનું ચિંતવન કરો, તો તે અવસ્થામાં તે અત્યંત નિર્મળરૂપ બનીને જ્ઞાનમાં અવ-તરિત દેખાય છે.

તેને જોવાનો પ્રયત્ન કરો તો પણ તે એક દિનમાં જોઈ શકાતો નથી. અભ્યાસ કરતાં કરતાં ક્રમે કરી તેનાં દર્શન થાય છે. પરંતુ એટલું અવશ્ય છે કે એકાદ દિવ-સમાં તે ન દેખાય તો પણ આળસ નહિ કરતાં બરાબર પ્રયત્ન કરવો જોઈએ. અધ્યાત્મનો અભ્યાસ કરવો જોઈએ.

આ પ્રકારની અભેદભક્તિથી કર્મોનો નાશ થાય છે. મુક્તિની પ્રાપ્તિ થાય છે. સર્વ ધર્મોમાં આજ ઉત્કૃષ્ટ ધર્મ છે. સજ્જન એનો સ્વીકાર કરે છે. જેનું ભાવી ખરાબ છે એવા અભવ્ય એનો સ્વીકાર કરતા નથી.

જ્ઞાનરૂપી શરીરને ધારણ કરી પૌદ્ગલિક શરીરભારથી

કર્મની જાળનો જે નાશ કરે છે તે સર્વ સિદ્ધના જેવા સુખી થાય છે.

કર્મનાશ કરવાનો ઉપાય શું ?

ગુરુભક્તિ, જિનેન્દ્રભક્તિ, સિદ્ધભક્તિ આદિ સત્ક્રિયાઓથી કર્મનો નાશ કરી શકાય છે. વિચાર કરતાં એ ગુરુભક્તિ, જિનેન્દ્રભક્તિ કે સિદ્ધભક્તિ ભેદ અને અભેદ એ બે પ્રકારની છે. પોતાની સામે ભગવાનની પ્રતિકૃતિને રાખીને ઉપાસના કરવી તે ભેદભક્તિ છે. પોતાના આત્મામાં જ તેમને વિરાજમાન કરીને ઉપાસના કરવી તે અભેદભક્તિ છે. પહેલાં તો ભક્તિના જ અભ્યાસની જરૂર છે. ભેદભક્તિનો બરાબર અભ્યાસ થયા પછી અભેદભક્તિનો અભ્યાસ કરે તો કર્મનો નાશ થઈ શકે છે.

કર્મનો નાશ કરવા માટે અભેદભક્તિપૂર્વક આરાધનાની જ પરમ આવશ્યકતા છે.

જેવી રીતે તમે સામે ભગવાનને રાખીને તેમની ઉપાસના કરો છો તેવી જ રીતે તનુવાતમાં જો પોતાના આત્માને રાખીને ઉપાસના કરો તો તે અભેદભક્તિ છે.

આ આત્મા વર્તમાન શરીરપ્રમાણ છે. શરીરમાં રહેવા છતાં શરીરથી જુદો છે. પુરુષાકાર છે. ચિન્મય છે. એવો જાણીને દેખે તો તેનાં દર્શન થાય છે.

એક સ્ફટિકની શુદ્ધ પ્રતિમા જેવી રીતે ધૂળના ઢગલામાં રાખવાથી દેખાય છે, તેવી રીતે આ દેહરૂપી ધૂળના

કંગલામાં આ નિર્મળ આત્મા ઢંકાયેલો છે. આવી રીતે જાણીને તેને જોવાનો જો પ્રયત્ન કરો તો તે અંદર દેખાય છે. સ્ફટિકની પ્રતિમા તો ચર્મચક્ષુથી દેખી શકાય છે, હાથથી સ્પર્શી શકાય છે, પરંતુ આ તો કોઈ વિલક્ષણ મૂર્તિ છે. તેને ન તો ચર્મચક્ષુથી જોઈ શકાય છે, કે ન તો હાથથી સ્પર્શી શકાય છે તેને તો આકાશના રૂપમાં બનાવેલી સ્ફટિકની મૂર્તિ સમજો. તેને જ્ઞાનચક્ષુથી જ દેખવી પડશે.

સંસારનો લોભ બહુ ખરાબ છે. પર પદાર્થોના મોહે આ આત્માને તે અભેદભક્તિથી ચ્યુત કર્યો છે. માટે સૌથી પ્રથમ આશાપાશને તોડો. આશાઓને કમ કરીને એકાંત વાસમાં જઈ આંખો મીંચી તેનું ચિંતવન કરો, તો તે અવસ્થામાં તે અત્યંત નિર્મળરૂપ બનીને જ્ઞાનમાં અવતરિત દેખાય છે.

તેને જોવાનો પ્રયત્ન કરો તો પણ તે એક દિનમાં જોઈ શકાતો નથી. અભ્યાસ કરતાં કરતાં ક્રમે કરી તેનાં દર્શન થાય છે. પરંતુ એટલું અવશ્ય છે કે એકાદ દિવસમાં તે ન દેખાય તો પણ આળસ નહિ કરતાં બરાબર પ્રયત્ન કરવો જોઈએ. અધ્યાત્મનો અભ્યાસ કરવો જોઈએ.

આ પ્રકારની અભેદભક્તિથી કર્મોનો નાશ થાય છે. મુક્તિની પ્રાપ્તિ થાય છે. સર્વ ધર્મોમાં આજ ઉત્કૃષ્ટ ધર્મ છે. સજ્જન એનો સ્વીકાર કરે છે. જેનું ભાવી ખરાબ છે એવા અભવ્ય એનો સ્વીકાર કરતા નથી.

જ્ઞાનરૂપી શરીરને ધારણ કરી પૌદ્ગલિક શરીરભારથી

માટે તું જન્માંધવત્ બની જા, અને તારો સ્વાનુભવગમ્ય સમ્યગ્ જ્ઞાનમથી આત્મભાવ—સહજ આત્મસ્વરૂપ તેને દેખવા જોવા માટે તું સહસ્ર સૂર્યવત્ અચળ થઈ જા.

દેહમાં સ્થિત શુદ્ધાત્માને જે દેખે છે એના હાથમાં કૈવલ્ય છે. એ સંયમી સાહસી છે, વીર છે. કર્મોને મૂળથી નાશ કર્યા વિના એ રહેતા નથી, એમ વિશ્વાસ કરો.

પરમાત્માનું દર્શન કરો. ધ્યાનરૂપી અગ્નિથી કાળ અને કર્મને ભસ્મ કરો. ત્રણ દેહના ભારને દૂર કરી મુક્તિને પ્રાપ્ત કરો.

કાષ્ઠને જોરથી પરસ્પર ઘસવાથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ 'શરીર ભિન્ન છે, હું આત્મા ભિન્ન છું' એમ સમજીને ભેદવિજ્ઞાનનો અભ્યાસ કરે તો આત્માનું પરિજ્ઞાન થાય છે.

આ આત્મા પાણીથી ભીંજાય તેમ નથી, અગ્નિથી બળે તેમ નથી, તેમ તીક્ષ્ણ તરવારથી તે છેદાય તેમ નથી. પાણી, અગ્નિ, આયુધ, રોગ વગેરેથી શરીરને બાધા થાય છે પરંતુ આત્માને નહિ. આત્મા શરીરમાં આકાશના રૂપમાં પુરુષાકાર થઈને રહે છે.

આ શરીર નાશશીલ છે. આત્મા અવિનાશી છે. શરીર જડસ્વરૂપ છે. આત્મા ચેતનસ્વરૂપ છે. શરીર મિ[ટ્ટી] સમાન છે. આત્મા આકાશ સમાન છે. આ પ્રમા[ણે શરીર] અને આત્મા પરસ્પર વિરુદ્ધ પદાર્થ છે.

ત્યારે આ મહા ધીરવીર સાધકે સંલેખના વિધિ કરવી, સંન્યાસ મરણ કરવો.

जन्ममृत्युजरातंकाः कायस्यैव न जातु मे ।
न च कोऽपि भवत्येष ममेत्यंगेऽस्तु निर्ममः ॥

શરીર ઉપરથી મમત્વ ત્યાગવા ભાવના કરવી કે જન્મ, મરણ, જરા, રોગ એ સર્વ શરીરને છે, પુદ્‌ગલરૂપ હોવાથી પુદ્‌ગલમય કાયાનાં જ છે. શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આ મારા આત્માનાં એ કદાપિ નથી. મારા શુદ્ધ ચિદાનંદ-સ્વરૂપ આત્માને આ શરીર કાંઈ પણ ભલું બુરું કરી શકનાર નથી. તેથી તે હોય તો મને કંઈ ઉપકાર, અને તે જાય તો મને કંઈ અપકાર થવાનો નથી. માટે આ શરીર મારું છે એ સંકલ્પ, એ મમત્વને હું છોડી દઉં છું.

શરીરને બળવાન કરવું, વધારવું, તેજસ્વી કરવું એ આહાર લેવાનું ફળ છે. તથા ધર્મ સાધન પૂર્વક આત્મ-કાર્ય કરવું તે શરીરથી સાધવા યોગ્ય સ્વાર્થ છે. આહાર લેતાં છતાં જ્યારે શરીર જર્જરિત થઈ જાય અને તેનાથી કોઈ પ્રકારનું ધર્મ સાધન ન થઈ શકે ત્યારે તેવા સમયમાં આહારનો ત્યાગ કરવો જ ઉચિત છે.

માટે વિધિપૂર્વક સમાધિ મરણનો ઉદ્યોગ કરવો જોઈએ. સાધકે ઉપવાસાદિ બાહ્ય તપ દ્વારા શરીરને કૃશ કરીને તથા શ્રુતજ્ઞાનરૂપી અમૃત વડે, ક્રોધાદિ કષાયોને કૃશ કરીને સંઘની સામે સમાધિ મરણ માટે તેયાર થવું જોઈએ.

ચિરકાલથી આરાધન કરેલો ધર્મ પણ જો મરણ

પર પરિણતિને જે તજે, વળી ભેદભાવ નિવારતું,
અત્યંત જ્ઞાન અખંડ પ્રગટ્યું ઉચ્ચતમ તમ વારતું;
ત્યાં કર્તૃ કર્મ પ્રવૃત્તિને અવકાશ અલ્પ મળે જ ક્યાં?
ત્યમ કર્મબંધ નવીન પુદ્ગલનો જરા ક્યમ થાય ત્યાં? ૪૭

પર દ્રવ્યથી નિવૃત્તિ ઇમ ઉત્કૃષ્ટ સંપ્રતિ સાધીને,
નિઃશંક થઈ વિજ્ઞાનઘન આસ્તિક્ય નિજ અવલંબીને;
અજ્ઞાનકૃત જે કર્તૃ કર્મ પ્રવૃત્તિ ક્લેશ નિવર્તતા,
ાની બની જગ સાક્ષી થઈ પ્રાચીન પુરુષ આ રાજતા. ૪૮

ાત્ સ્વરૂપમાં છે વ્યાપ્ય વ્યાપક ભાવ તે નહિ અન્યમાં,
શું કર્તૃ કર્મ સ્થિતિ મળે ના વ્યાપ્ય વ્યાપક ભાત્ર જ્યાં?
બળવાન એમ વિવેક રવિ-ઉદ્યોત તમ વિનાશતો,
જ્ઞાની થતાં કર્તા મટી આત્મા પ્રગટ પ્રકાશતો. ૪

સ્વપર પરિણતિ જ્ઞાની જાણે. જાણતું પુદ્ગલ નહીં,
તો વ્યાપ્ય વ્યાપક ભાવ બંને ભિન્ન કદી પામે નહીં;
અજ્ઞાનથી ભ્રમબુદ્ધિ કર્તા કર્મ જીવ પુદ્ગલ ગણે,
ઝટ જ્ઞાનજ્યોતિ અદ્દય કરવત ભિન્ન કરતું ઉભયને.

કર્તા બને જે પરિણમે પરિણામ કર્મ બને ખરે!
વળી ક્રિયા પરિણતિ વસ્તુતાએ ભિન્ન ના એક જ ઠરે.
પરિણમે એક સદાય ને પરિણામ એક તણાં સદા
પરિણતિ પણ છે એકની, તો એક માત્ર અનેક ત્યાં

બે દ્રવ્ય એકરૂપે નહિ પરિણમે, પરિણામો જુ
ત્યમ ભિન્ન પરિણતિ બેઉની, એ ભિન્ન રહે બે સર્વ

જે તત્ત્વવેત્તા તે સદા, નય પક્ષપાત રહિત છે,
તેને સદા ચિદ્ ચિદ્ અનુભવ, નિશ્ચયે ચિદ્ એક છે. ૭૫

નય એક જીવને જીવ કહે, ના તેમ બીજો તો કહે,
ચૈતન્યમાં ઇમ બેય નયના, પક્ષપાત ઉભય રહે;
જે તત્ત્વવેત્તા તે સદા, નય પક્ષપાત રહિત છે,
તેને સદા ચિદ્ ચિદ્ અનુભવ, નિશ્ચયે ચિદ્ એક છે. ૭૬

નય એક જીવને સૂક્ષ્મ કહે, ના તેમ બીજો તો કહે,
ચૈતન્યમાં ઇમ બેય નયના, પક્ષપાત ઉભય રહે:
જે તત્ત્વવેત્તા તે સદા, નય પક્ષપાત રહિત છે,
તેને સદા ચિદ્ ચિદ્ અનુભવ, નિશ્ચયે ચિદ્ એક છે. ૭૭

નય એક જીવને હેતુ કહે, ના તેમ બીજો તો કહે,
ચૈતન્યમાં ઇમ બેય નયના, પક્ષપાત ઉભય રહે;
જે તત્ત્વવેત્તા તે સદા, નય પક્ષપાત રહિત છે,
તેને સદા ચિદ્ ચિદ્ અનુભવ, નિશ્ચયે ચિદ્ એક છે. ૭૮

નય એક જીવને કાર્ય કહે, ના તેમ બીજો તો કહે,
ચૈતન્યમાં ઇમ બેય નયના, પક્ષપાત ઉભય રહે;
જે તત્ત્વવેત્તા તે સદા, નય પક્ષપાત રહિત છે,
તેને સદા ચિદ્ ચિદ્ અનુભવ, નિશ્ચયે ચિદ્ એક છે. ૭૯

નય એક જીવને ભાવ કહે, ના તેમ બીજો તો કહે,
ચૈતન્યમાં ઇમ બેય નયના, પક્ષપાત ઉભય રહે;
જે તત્ત્વવેત્તા તે સદા, નય પક્ષપાત રહિત છે,
તેને સદા ચિદ્ ચિદ્ અનુભવ, નિશ્ચયે ચિદ્ એક છે. ૮૦

શોભી રહ્યા, એ સમયસાર અપાર, નિજ સહજાત્મને,
અનુભવું છું તજી કર્મ ઉદયે બંધભાવ સમસ્તને. ૯૨

નય પક્ષ વિણુ જે અચલ નિર્વિકલ્પભાવે ભાસતો,
વળી શાંત પુરુષો અનુભવે તે સમયસાર પ્રકાશતો;
વિજ્ઞાન રસ છે એક જે ભગવાન પુરુષ પુરાણુ એ,
તે જ્ઞાન દર્શન પણુ અને જે કંઈ કહો તે એક એ. ૯૩

જ્યમ પાણી નિજ સમૂહથી ચ્યુત ગહન વનમાં દૂર ભમે,
તે બળ વડે નિજ સમૂહ પ્રત્યે ઢાળ માર્ગે ફરી મળે;
ત્યમ સ્વરૂપથી ચ્યુત જે ભમે વિકલ્પ જાળવને અતિ,
તે દૂરથી વિવેકઢાળે વળી જતા નિજ પદ પ્રતિ;
વિજ્ઞાનઘનરસના રસિક આત્માર્થી બળથી વાળતા,
વિજ્ઞાનઘનરસસ્વરૂપ પ્રત્યે, આત્મરમણે રાચતા. ૯૪

વિકલ્પ કરનારો જ કર્તા કર્મ તે વિકલ્પ જ્યાં;
સવિકલ્પ જીવને કર્મકર્તાપણું નષ્ટ ન થાય ત્યાં. ૯૫

જે કરે તે કેવળ કરે, ને જાણતો જાણે ખરે;
જે કરે તે જાણે નહીં કદી જાણનારો ના કરે. ૯૬

જે ક્રિયા કરવારૂપ છે, જ્ઞપ્તિ ક્રિયા તેમાં નહીં,
જ્ઞપ્તિક્રિયામાં પણ કરોતિ ક્રિયા કદી ભાસે નહીં;
છે તેથી જ્ઞપ્તિ ને કરોતિ બેઉ ભિન્ન વિભિન્ન જ્યાં,
તેથી ન જ્ઞાતા થાય કર્તા, સિદ્ધ થાયે એમ ત્યાં. ૯૭

નથી કર્મમાં કર્તા કદા, તેમ કર્મ કર્તામાં નહીં,
એમ બેઉમાં નિષેધ જ્યાં, શી કર્તૃકર્મતણી સ્થિતિ ?

જે આમ જ્ઞાતામાંહિ જ્ઞાતા, કર્મમાંહિ જ કર્મ છે,
જે ભિન્ન વસ્તુસ્થિતિ છતાં, અહીં મોહ નાચે કેમ છે? ૯૮

ચિચ્છક્તિચયના ભારથી ગંભીર અચળ ઉજ્જ્વળ અતિ,
આ જ્ઞાન જ્યોતિ પ્રગટ પ્રગટી અંતરે ઝળહળ થતી:
અજ્ઞાનમાં કર્તા થતો'તો જીવ તે કર્તા મટ્યો,
પુદ્ગલ થતું'તું કર્મ તે પણ કર્મભાવ થકી મટ્યો:
રહે જ્ઞાનરૂપે જ્ઞાન ને પુદ્ગલ રહે પુદ્ગલરૂપે,
સ્થિત થાય બન્ને દ્રવ્ય, પરિણતિ પર મૂકી, નિજ નિજરૂપે. ૯૯

શુભ અશુભ ભેદે બે પ્રકારે, કર્મ કરતો એક જે;
તે સ્વયં જ્ઞાન સુધાંશુ પ્રગટ્યો, મોહરજ હરી છેક જે. ૧૦૦

અભિમાન બ્રાહ્મણનું ધરે, તે એક મદ્ય તજે ફરે,
'હું શૂદ્ર છું' માને બીજો તે સ્નાન તેથી નિત કરે;
એ બેઉ જન્મ્યા શૂદ્રિ ઉદરે એક સાથે તો ખરે,
તે શૂદ્ર સાક્ષાત્ તોય વર્તે જાતિ ભિન્ન ભ્રમે ચરે! ૧૦૧

નહિ ભેદ આશ્રય હેતુ અનુભવ ને સ્વભાવ વિષે રહ્યો,
તેથી કર્મ અનંત તો પણ ભેદ ત્યાં એક જ કહ્યો;
આશ્રિત કર્મ સમસ્ત બંધન માર્ગને છે જ્યાં રહ્યાં,
એ બંધ હેતુ કર્મ સર્વે શુભ અશુભ એકજ કહ્યાં. ૧૦૨

સર્વજ્ઞ કર્મ સમસ્તને કહે બંધનો દુઃખદાયી જ્યાં:
શુભ અશુભ કર્મ નિષેધ્યું તેથી, સ્વાનુભવ શિવદાયી ત્યાં. ૧૦૩

નિષેધતાં ઇમ પુણ્ય પાપ સમસ્ત કર્મ પ્રપંચતા;
[illegible]તિમાં જ્ઞાનીઓ કરી આ [illegible] ૧૦૪

અજ્ઞાની ભોક્તા નિત્ય પ્રકૃતિ ઉદયમાં લીન તે થઈ;
જ્ઞાની ભોક્તા નહિ કદાપિ, વિરત પ્રકૃતિથી સદા;
નિયમ આ નિર્ધારી નિપુણો, તજી દો અજ્ઞાનને,
સહજાત્મમય ચિદ્ જ્યોતિમાં થઈ અચલ સેવો જ્ઞાનને. ૧૯૭

જ્ઞાની કરે નહિ કર્મને, વળી ભોગવે પણ તે નહીં,
પણ માત્ર કર્મ સ્વભાવને તે જાણતા જ્ઞાની અહીં;
તે જાણતાં પણ ના કરે કે ભોગવે નહિ કર્મને,
તે શુદ્ધ આત્મસ્વભાવરત ત્યાં મુક્ત વેદે ધર્મને. ૧૯૮

અજ્ઞાન તમથી વ્યાપ્ત કર્તા જીવને માને યદિ,
નહિ મોક્ષ તેનો અન્ય જનવત્ મોક્ષ ઇચ્છા હો કદિ. ૧૯૯

પર દ્રવ્ય આતમ તત્ત્વને સંબંધ કંઈ પણ છે નહીં,
એમ કર્તૃ કર્મ સંબંધ વિણ, પર દ્રવ્ય જીવ કર્તા નહીં. ૨૦૦

આ લોકમાં સંબંધ વસ્તુ એક સાથે અન્યનો,
જ્યાં છે નિષેધિત પૂર્ણ રીતે ત્યાં મુનિ કે પરજનો!
બે વસ્તુ ન્યારી જીવ જડ, ત્યાં કર્તૃ કર્મ ઘટે નહીં,
તો દૃઢપણે માનો કદી પરદ્રવ્યનું કર્તૃત્વ નહીં. ૨૦૧

જે નિયમ વસ્તુસ્વભાવ આ જાણે બિચારા ના કદી,
અજ્ઞાન તમમાં તે ડૂબેલા, જ્ઞાનજ્યોતિ વિણ યદિ;
તે કર્મ કરતા, તેથી કર્તાભાવ કર્મ તણા [illegible],
જીવ સ્વયં રાગાદિ કરે ત્યાં અન્ય કર્તા [illegible]

જે કર્મ છે તે કાર્ય છે, નહિ કાર્ય
[illegible] પ્રકૃતિ એ બેયની કૃતિ, કર્મ

ચૈતન્ય શુદ્ધ પ્રબુદ્ધ હું, દેહાદિથી ન્યારો સદા,
બોધિ સમાધિ સહજપદને સાધું તુજ ચરણે મુદા.



## ૧૭ ધન્ય ગુરુરાજ

ઝૂલણા છંદ

ધન્ય ગુરુરાજ! બોધિ સમાધિ નિધિ!
ધન્ય તુજ મૂર્તિ! શી ઉર ઉજાળે!
મુજ સમા પતિતને ભવથી ઉદ્ધારવા,
જ્ઞાન તુજ જ્યોતિ ઉર તિમિર ટાળે. ધન્ય ગુરુ૦ ૧

પ્રશમરસ નીતરતી સ્વરૂપમાં મગ્ન શી!
મૂર્તિ ગુરુરાજની આજ ભાળી;
ભવ દવાનલ જ્વલિત જીવને ઠારવા,
શાંત શીતળ શશીશી નિહાળી! ધન્ય ગુરુ૦ ૨

આત્મ અનુભવરસાસ્વાદમાં મલકતી!
જ્ઞાન વૈરાગ્ય શમનિધિ સુહાવે;
ચિત્ત તન્મય થતાં તાપ દૂરે ટળે,
શાંતિ સિદ્ધિ સકલ સમીપ આવે. ધન્ય ગુરુ૦ ૩

શાંત મુદ્રા પ્રભુ આપની નીરખતાં,
આપ સમ મુજ સ્વરૂપ લક્ષ આવે;
પ્રેમ પ્રતીતિ રુચિ, ભક્તિ સહજાત્મમાં,

૨ સર્વ ભાવથી ઔદાસીન્ય વૃત્તિ કરી,
માત્ર દેહ તે સંયમ હેતુ હોય જો;
અન્ય કારણે અન્ય કશું કલ્પે નહીં,
દેહે પણ કિંચિત્ મૂર્છા નવ જોય જો. અપૂર્વ૦

૩ દર્શન મોહ વ્યતીત થઈ ઉપજ્યો બોધ જે,
દેહ ભિન્ન કેવલ ચૈતન્યનું જ્ઞાન જો;
તેથી પ્રક્ષીણ ચારિત્રમોહ વિલોકિયે,
વર્તે એવું શુદ્ધ સ્વરૂપનું ધ્યાન જો. અપૂર્વ૦

૪ આત્મસ્થિરતા ત્રણ સંક્ષિપ્ત યોગની,
મુખ્યપણે તો વર્તે દેહપર્યંત જો;
ઘોર પરિષહ કે ઉપસર્ગ ભયે કરી,
આવી શકે નહીં તે સ્થિરતાનો અંત જો. અપૂર્વ૦

૫ સંયમના હેતુથી યોગપ્રવર્ત્તના,
સ્વરૂપલક્ષે જિનઆજ્ઞા આધીન જો;
તે પણ ક્ષણ ક્ષણ ઘટતી જાતી સ્થિતિમાં,
અંતે થાયે નિજ સ્વરૂપમાં લીન જો. અપૂર્વ૦

૬ પંચ વિષયમાં રાગદ્વેષ વિરહિતતા,
પંચ પ્રમાદે ન મળે મનનો ક્ષોભ જો;
દ્રવ્ય ક્ષેત્ર ને કાળ ભાવ પ્રતિબંધ વણ,
વિચરવું ઉદયાધીન પણ વીતલોભ જો. અપૂર્વ૦

૭ ક્રોધ પ્રત્યે તો વર્તે ક્રોધસ્વભાવતા,
માન પ્રત્યે તો દીનપણાનું માન જો;

માયા પ્રત્યે માયા સાક્ષી ભાવની,
લોભ પ્રત્યે નહીં લોભ સમાન જો. અપૂર્વ૦

૮ બહુ ઉપસર્ગકર્તા પ્રત્યે પણ ક્રોધ નહીં,
વંદે ચક્રિ તથાપિ ન મળે માન જો;
દેહ જાય પણ માયા થાય ન રોમમાં,
લોભ નહીં છો પ્રબળ સિદ્ધિ નિદાન જો. અપૂર્વ૦

૯ નગ્નભાવ મુંડભાવ સહ અસ્નાનતા,
અદંત ધોવન આદિ પરમ પ્રસિદ્ધ જો;
કેશ, રોમ, નખ કે અંગે શૃંગાર નહીં,
દ્રવ્યભાવ સંયમમય નિર્ગ્રંથ સિદ્ધ જો. અપૂર્વ૦

૧૦ શત્રુ મિત્ર પ્રત્યે વર્તે સમદર્શિતા,
માન અમાને વર્તે તે જ સ્વભાવ જો;
જીવિત કે મરણે નહીં ન્યૂનાધિકતા,
ભવ મોક્ષે પણ શુદ્ધ વર્તે સમભાવ જો. અપૂર્વ૦

૧૧ એકાકી વિચરતો વળી સ્મશાનમાં,
વળી પર્વતમાં વાઘ સિંહ સંયોગ જો;
અડોલ આસન ને મનમાં નહીં ક્ષોભતા,
પરમ મિત્રનો જાણે પામ્યા યોગ જો; અપૂર્વ૦

૧૨ ઘોર તપશ્ચર્યામાં પણ મનને તાપ નહીં,
સરસ અન્ને નહીં મતને પ્રસન્નભાવ જો;
રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો. અ

વર્તે નિજ સ્વભાવનો, અનુભવ લક્ષ પ્રતીત;
વૃત્તિ વહે નિજભાવમાં, પરમાર્થે સમકિત. ૧૧૧
વર્ધમાન સમકિત થઈ, ટાળે મિથ્યાભાસ;
ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ. ૧૧૨
કેવળ નિજસ્વભાવનું, અખંડ વર્તે જ્ઞાન;
કહીએ કેવળ જ્ઞાન તે, દેહ છતાં નિર્વાણ. ૧૧૩
કોટિ વર્ષનું સ્વપ્ન પણ, જાગ્રત થતાં શમાય;
તેમ વિભાવ અનાદિનો, જ્ઞાન થતાં દૂર થાય. ૧૧૪
છૂટે દેહાધ્યાસ તો નહિ કર્તા તું કર્મ;
નહિ ભોક્તા તું તેહનો, એજ ધર્મનો મર્મ. ૧૧૫
એજ ધર્મથી મોક્ષ છે, તું છો મોક્ષસ્વરૂપ;
અનંત દર્શન જ્ઞાન તું, અવ્યાબાધ સ્વરૂપ. ૧૧૬
શુદ્ધ, બુદ્ધ, ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહીએ કેટલું? કર વિચાર તો પામ. ૧૧૭
નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર સમાય;
ધરી મૌનતા એમ કહી સહજ સમાધિમાંય. ૧૧૮

—શ્રી આત્મસિદ્ધિ



## ૨૦ અહો! અહો! શ્રી સદ્દગુરુ!

સદ્દગુરુના ઉપદેશથી, આવ્યું અપૂર્વ ભાન;
નિજપદ નિજમાંહી લહ્યું દૂર થયું અજ્ઞાન. ૧૧૯
ભાસ્યું નિજસ્વરૂપ તે, શુદ્ધ ચેતનારૂપ;
અજર, અમર, અવિનાશી ને, દેહાતીત સ્વરૂપ. ૧૨૦

કર્તા ભોક્તા કર્મનો, વિભાવ વર્તે જ્યાંય;
વૃત્તિ વહી નિજભાવમાં, થયો અકર્તા ત્યાંય. ૧૨૧

અથવા નિજપરિણામ જે, શુદ્ધ ચેતનારૂપ;
કર્તા ભોક્તા તેહનો, નિર્વિકલ્પસ્વરૂપ. ૧૨૨

મોક્ષ કહ્યો નિજશુદ્ધતા, તે પામે તે પંથ;
સમજાવ્યો સંક્ષેપમાં, સકળ માર્ગ નિર્ગ્રંથ. ૧૨૩

અહો ! અહો ! શ્રી સદ્ગુરુ કરુણાસિંધુ અપાર;
આ પામર પર પ્રભુ કર્યો, અહો ! અહો ! ઉપકાર. ૧૨૪

શું પ્રભુ ચરણ કને ધરું, આત્માથી સૌ હીન;
તે તો પ્રભુએ આપીઓ, વર્તું ચરણાધીન. ૧૨૫

આ દેહાદિ આજથી, વર્તો પ્રભુ આધીન;
દાસ દાસ હું દાસ છું, તેહ પ્રભુનો દીન. ૧૨૬

ષટ્ સ્થાનક સમજાવીને, ભિન્ન બતાવ્યો આપ;
મ્યાન થકી તરવારવત્, એ ઉપકાર અમાપ. ૧૨૭

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત;
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરુ ભગવંત. ૧૨૮

પરમ પુરુષ પ્રભુ સદ્ગુરુ, પરમ જ્ઞાન સુખધામ;
જેણે આપ્યું ભાન નિજ, તેને સદા પ્રણામ. ૧૨૯

દેહ છતાં જેની દશા વર્તે દેહાતીત;
તે જ્ઞાનીનાં ચરણમાં, હો વંદન અગણિત. ૧૩૦

—શ્રીમદ્ રાજચંદ્ર



## ૨૧ આર-અંજલિ

કૌન ઉતારે પાર, પ્રભુબિન, કૌન ઉતારે પાર—એ રાગ

શાં સ્મરીએ ઉપકાર! પ્રભુ તુજ, શા સ્મરીએ ઉપકાર!
ભાવદયા ભંડાર! પ્રભુ તુજ, શા સ્મરીએ ઉપકાર!
ગુરુગમ નેત્રાંજન પ્રભુ આંજી, જ્ઞાનપડળ હરનાર! પ્રભુ૦
નિજ પર શ્રેયાર્થે પ્રભુ જીવન, [1]ઉપકૃતિના અવતાર! પ્રભુ૦ ૧

શાંતમૂર્તિ લઘુરાજ, પ્રભુજી, અદ્ભુત મુદ્રા સાર; પ્રભુ૦
બોધિ સમાધિ શાશ્વત શાંતિ, આત્મદશા દાતાર. પ્રભુ૦ ૨

ઓગણીસો દસ વિક્રમ વર્ષે, જન્મ વટામણ ગ્રામ; પ્રભુ૦
ચારુતરના ભાલ પ્રદેશે, સુખ સંપદ અભિરામ. પ્રભુ૦ ૩

દેહ વિષે ત્યાં વ્યાધિ પ્રસંગે, પામ્યા અતિ વૈરાગ; પ્રભુ૦
ત્રીશ વરસની વય, ખંભાતે, ગ્રહી દીક્ષા વડભાગ. પ્રભુ૦ ૪

પાંચ વર્ષ ગુરુ આજ્ઞા માંહે, કર્યો ઘણો પુરુષાર્થ; પ્રભુ૦
છતાં ન પામ્યા આત્મદશા કે, લહ્યો નહીં પરમાર્થ. પ્રભુ૦ ૫

શા માટે મેં દીક્ષા લીધી? આત્મજ્ઞાનને કાજ; પ્રભુ૦
આત્મજ્ઞાન જો પ્રગટ્યું નહિ તો, વ્યર્થ મુનિનો સાજ. પ્રભુ૦ ૬

આત્મજ્ઞાન વિણ જન્મ ટળે ના, ટળે ન દુઃખ સંસાર; પ્રભુ૦
આત્મજ્ઞાની ગુરુ જો હું પામું, તો તરી જઉં ભવ પાર. પ્રભુ૦ ૭

એવી ઉરમાં જાગી પિપાસા, તત્ત્વામૃત પાનાર; પ્રભુ૦
જ્ઞાનમૂર્તિ રાજચંદ્ર ત્યાં, મળ્યા સફળ અવતાર. પ્રભુ૦ ૮

---

૧ ઉપકારના

અંતર્મુખ ઉપયોગે રહેતાં, આજ્ઞામાં એકતાર; પ્રભુ૦
વસો સુકામે, ચોપન સાલે, આત્મજ્ઞાન લહ્યું સાર. પ્રભુ૦ ૯

દિન દિન અંતર્મુખ ઉપયોગે, દશા શાંત મનોહાર; પ્રભુ૦
ગિરિ ગુફા જંગલ વિચરંતા, એકાંતે વસનાર. પ્રભુ ૧૦

ઈડર ગિરિ પર સાતે મુનિઓ, રાજ ગુરુવર સંગ; પ્રભુ૦
અનુપમ બોધ પ્રસાદી પામી, પામ્યા રંગ અભંગ. પ્રભુ ૧૧

જ્ઞાનદશાને ગુપ્ત રાખીને, વિચર્યા વર્ષ અનેક; પ્રભુ૦
સમતા ભાવે પરિષહ સહતા, ધરતા હૃદય વિવેક. પ્રભુ ૧૨

ઓગણીસો છોતેરથી વધતો, ઝળક્યો પુણ્ય પ્રકાશ; પ્રભુ૦
ભવ્ય જનોને ઉદ્ધરવાને, મંગલમૂર્તિ ખાસ. પ્રભુ ૧૩

તીર્થ અનુપમ ઉદ્ભવ પામ્યું, અદ્ભુત સત્સંગ ધામ; પ્રભુ૦
શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ એ, પાસે અગાસ ગામ. પ્રભુ ૧૪

સમ્યગ્દર્શન જ્ઞાન ચરણરૂપ, શાશ્વત મુક્તિ માર્ગ; પ્રભુ૦
વીર પ્રભુએ પ્રગટ પ્રબોધ્યો, લુપ્ત પ્રાય, દુર્ભાગ્ય! પ્રભુ ૧૫

એ સન્માર્ગ કૃપાળુ શ્રીમદ્, રાજચંદ્રથી પ્રાપ્ત; પ્રભુ૦
આપ્યો મોક્ષાર્થી ભવ્યોને, ભાવદયાથી વ્યાપ્ત. પ્રભુ ૧૬

ભાગ્યવંત બહુ તત્ત્વપિપાસુ, પામ્યા શાંતિ અપાર; પ્રભુ૦
તત્ત્વામૃતનું પાન કરીને, સાધે સિદ્ધિ સાર. પ્રભુ ૧૭

બોધિ સમાધ શાશ્વત સિદ્ધિ, સહેજે આજ સધાય; પ્રભુ૦
એ ઉપકાર અહો! પ્રભુશ્રીના, પળ પણ કેમ વિસરાય? પ્રભુ ૧૮

ધન્ય પ્રભુશ્રી કરુણામૂર્તિ, ભાવ પ્રાણ દાતાર; પ્રભુ૦
અજરામર અવિનાશી પદ દઈ, ધન્ય જીવન કરનાર. પ્રભુ ૧૯

સહજ સ્વરૂપે નિશદિન રમતા, જ્ઞાન વિરાગ અથાગ; પ્રભુ૦
ભાવ-અંજલિ આજ અર્પીએ, લહીએ ભવનો તાગ. પ્રભુ ૨૦
ઓગણીસો આઠ વૈશાખે, શુક્લ અષ્ટમી સાંજ; પ્રભુ૦
સ્વરૂપ સમાધિ લહી આશ્રમમાં, ચિદ્ગુણગુણ સમાજ. પ્રભુ ૨૧
નંદનવન સમ અનુપમ આશ્રમ, દીપે આજ સતેજ; પ્રભુ૦
આપ આશ્રિત સૌને નિજ પર, શ્રેય કર્યું ધરી [1]હેજ. પ્રભુ ૨૨
પ્રશમ રસ ભરી મૂર્તિ પ્રભુની, ભાળી આત્માકાર; પ્રભુ૦
રાગ વપુનો દૂર તજી ઝટ, આત્મરમણ ઉર ધાર. પ્રભુ ૨૩

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



## ૨૨ સદ્ગુરુ તારણહાર

જન્મ મરણનાં દુઃખ તણો, કદી ન આવ્યો પાર;
આ ભવ મુજ સાર્થક થયો, સદ્ગુરુ તારણહાર.
સદ્ગુરુ તારણહાર૦ ૧

જે મૃત્યુથી જગ ડરે, તે મુજ મહોત્સવ થાય;
આત્મજ્ઞાની ગુરુ ઉર ધર્યા, સત્સમાધિ સુખદાય.
સદ્ગુરુ તારણહાર૦ ૨

હે ચેતન! જો તું ચહે, શીઘ્ર સિદ્ધિ સુખદાય;
દેહભાવ તો ગાળી દે, ભાવ સ્વભાવ સહાય.
સદ્ગુરુ તારણહાર૦ ૩.

કાયા હું સ્વપ્નેય નહિ, હું ચિદ્રૂપી રામ;
દર્શન જ્ઞાન અનંત હું, અજરામર સુખધામ.
સદ્ગુરુ તારણહાર૦ ૪

1. હેત, ઉમળકો

જીર્ણ વસ્ત્રથી જેમ બુધ, તન નહિ માને જીર્ણ;
ત્યમ તન જીર્ણથી જ્ઞાની ના, આત્મા માને જીર્ણ. ૩૫
વસ્ત્ર નાશથી જેમ બુધ તન નહિ માને નષ્ટ;
ત્યમ તનનાશે જ્ઞાની ના, આત્મા માને નષ્ટ. ૩૬
હે જીવ, જ્ઞાની જ્યમ ગણે, વસ્ત્ર દેહથી ભિન્ન;
તેમ દેહ પણ આત્મથી, માને જ્ઞાની વિભિન્ન. ૩૭
આ તન જીવ, તુજ શત્રુ ગણ, દુઃખ ઉપજાવે એહ;
તો આ તનને જે હણે, મિત્ર પરમ ગણ તેહ. ૩૮
ઉદય આણીને કર્મ જે, ખપાવવા મુજ ઈહ[1];
સ્વયં આવ્યું, ખપાવ્યું તો, લાભ પરમ ગણું એહ. ૩૯
નિષ્ઠુર વચન સુણી યદિ, મનમાં સહ્યું ન જાય;
ભાવ શીઘ્ર પરમાતમા, કે મનલય ઝટ થાય. ૪૦
પરમ સમાધિ સરોવરે પ્રવેશી તલ્લીન થાય;
આત્મ વિમલ સ્થિર તે બને, ભવમલ સૌ વહી જાય. ૪૧
સર્વ વિકલ્પ વિલય થયે, પરમ સમાધિ કહાય;
તેથી શુભાશુભ ભાવ સૌ, મુનિઓ તજે સદાય. ૪૨
ઘોર તપશ્ચર્યા કરે, સૌ શાસ્ત્રોય ભણંત;
પરમ સમાધિ રહિત જો, દેખે નહિ શિવશાંત. ૪૩
જે સમાધિ કરતા નથી, છેદી વિષય કષાય;
યોગિન્, તે પરમાત્મના, આરાધક ન જ થાય. ૪૪
જે જિન કેવલ જ્ઞાનમય, પરમાનંદ-સ્વભાવ;
તે પરમાત્મા પરમ પર જાણ સહજાત્મ-સ્વભાવ. ૪૫

જે પરમાત્મા તે જ હું, જે હું તે પરમાત્મ;
આ સમજી હે યોગિ તું, કર નહિ અન્ય વિકલ્પ. ૪૬

શુદ્ધ પ્રદેશે પૂર્ણ જે, લોકાલોક પ્રમાણ;
તે આત્મા દિન દિન જુઓ, શીઘ્ર લહો નિર્વાણ. ૪૭

શુદ્ધ સચેતન બુદ્ધ જિન, કેવલજ્ઞાન-સ્વભાવ;
તે આત્મા દિનદિન જુઓ, ચાહો જો શિવલા'વ. ૪૮

જ્યાં સુધી તું ભાવે નહીં, નિર્મળ આત્મસ્વભાવ;
લહે ન શિવગતિ ત્યાં સુધી, જા જ્યાં તુજ રુચિભાવ. ૪૯

તીર્થે કે દેવાલયે દેવ ન જ્ઞાનીકથિત;
તન દેવાલય દેવ જિન, પ્રીછો એ જ ખચીત. ૫૦

તનદેવાલય દેવ જિન, દોડ દેવળે વ્યર્થ;
હાસ્ય મને એ થાય કે, સિદ્ધ ભમે ભીક્ષાર્થ ? ૫૧

મૂઢ, દેવ નહિ દેવળે, લેપ મૂર્તિ છબીમાંય;
દેહ દેવળે દેવ જિન, પ્રીછ સ્થિર મનમાંય. ૫૨

તીર્થ દેરે દેવ જિન, એમ કહે સૌ કોય;
તનદેવળમાં જે પ્રીછે, તે બુધ વિરલ જ હોય. ૫૩

હે જીવ, જરા મરણ થકી, ભયભીત તો કર ધર્મ;
ધર્મ રસાયણ પી, મળે અજરામર શિવશર્મ. ૫૪

જ્યમ મન વિષયોમાં રમે, આત્મજ્ઞાનમાં તેમ;
યોગી કહે હે યોગિઓ, શીઘ્ર મળે શિવક્ષેમ. ૫૫

સ્વથી સ્વને મુનિ જે પ્રીછે, તજી પર ભાવ વિકાર;
કેવલજ્ઞાન સ્વરૂપ લઈ તે છોડે સંસાર. ૫૬

ધન્ય જ્ઞાની ભગવંત તે જે પરભાવ તજંત;
લોકાલોક પ્રકાશકર આત્મા વિમલ લહંત. ૫૭

ગૃહસ્થ હો કે હો મુનિ, વસે આત્મમાં જેહ;
શીઘ્ર સિદ્ધિસુખ તે લહે, જિનવર ભાખે એહ. ૫૮

વિરલા જાણે તત્ત્વ બુધ, વિરલા સુણતા તત્ત્વ;
વિરલા ધ્યાવે તત્ત્વ, જીવ, વિરલા ધારે તત્ત્વ. ૫૯

આ પરિજન મુજ નહિ નક્કી, સુખ દુઃખ કારણ એ જ;
એમ ચિંતવ્યે શું બને ? શીઘ્ર થાય ભવછેદ. ૬૦

જે જિન તે હું, તે જ હું, ભાવ એમ નિર્ભ્રાન્ત;
યોગિન્ કારણ મોક્ષનું, અવર ન મંત્ર ન તંત્ર. ૬૧

રત્નત્રય સંયુક્ત જીવ, ઉત્તમ તીર્થ પવિત્ર;
યોગિન્, મુક્તિમાર્ગ એ, અવર ન મંત્ર ન તંત્ર. ૬૨

આત્મસ્વરૂપે જે રમે, છાંડી સૌ વ્યવહાર;
સમ્યગ્દૃષ્ટિ જીવ તે, શીઘ્ર લહે ભવપાર. ૬૩

અજર અમર ગુણગણ નિલય, આત્મા જો સ્થિર થાય;
તો કર્મે બંધાય ના, સંચિત પૂર્વ વિલાય. ૬૪

જેમ જળે લેપાય ના, કમલિની પત્ર કદાય;
ત્યમ કર્મે લેપાય ના, રતિ સ્વભાવે જ્યાંય. ૬૫

જે શમસુખ તલ્લીન બુધ, નિજજ્ઞાને રમમાણ;
કરી કર્મક્ષય શીઘ્ર તે, લહે ખચીત નિર્વાણ. ૬૬

પુરુષાકાર પ્રમાણ જીવ, આત્મા આ જ પવિત્ર;
દેખાયે ગુણગણનિલય, નિર્મળ તે જ સ્ફુરંત ૬૭

જે શુદ્ધાત્માને પ્રીછે, અશુચિ તનથી ભિન્ન;
તે જાણે શાસ્ત્રો સકળ, શાશ્વત સુખમાં લીન. ૬૮
પ્રીછે ન જે પર-આત્મને, તજે ન જે પરભાવ;
શાસ્ત્ર સકળનો જાણ પણ, લહે ન શિવસુખ લા'વ. ૬૯
એ અર્હત્ એ સિદ્ધ ને, એ આચાર્ય પ્રધાન;
ઉપાધ્યાય સાધુ ય એ, આત્મા નિશ્ચે જાણ. ૭૦
એ શિવ શંકર વિષ્ણુ એ, રુદ્ર એહ વળી બુદ્ધ;
એ જિન ઇશ્વર બ્રહ્મ એ, એ અનંત એ સિદ્ધ. ૭૧
એ લક્ષણ-લક્ષિત જે, અશરીરી વર દેવ;
અને વસે જે દેહમાં, એ એમાં નહિ ભેદ. ૭૨
જે સીધ્યા, જે સીધશે, સીધે કહે જિનભાણ;
તે સૌ આતમદર્શને, એમ નિશ્ચયે જાણ. ૭૩
જીવ જુદો પુદ્ગલ જુદાં, જુદો સૌ વ્યવહાર;
ત્યજ પુદ્ગલ, જીવ ગ્રહણ કર, શીઘ્ર લહે ભવપાર. ૭૪
દેહાદિક જે પર ગણે, શૂન્ય જેમ આકાશ;
લહે શીઘ્ર પરબ્રહ્મ તે, કેવળ કરે પ્રકાશ. ૭૫



## ૨૫. અર્પણ હો

આ તન મન આત્મ સમર્પણ હો ! ગુરુરાજ તમારા ચરણોમાં,
મુજ ભાવ ભક્તિ ઉલ્લાસિત હો ! સહજાત્મસ્વરૂપનાં સ્મરણોમાં;
સહજાત્મસ્વરૂપ અહો ! મુજ રૂપ ન જાણ્યું કદી ભવ ભ્રમણોમાં,
એ રત્નત્રય ઝલકંત જ્યોતિ શી ! સર્વોત્તમ સૌ શરણોમાં. ૧

આ શું! અહો! [illegible] માં નિજ [illegible] કર્તા,
[illegible] મમતા મોહ [illegible] ફરતાં;
[illegible] મમતા [illegible] દુઃખ [illegible],
મૂઢ [illegible] જ્ઞાન વિના શી [illegible]. ૨

પરમકૃપાળુ જ્ઞાની ગુરુવર બોધે મુજ સહજાત્મ સ્ફુરતાં,
ભેદજ્ઞાનથી ભિન્ન જણાતા જડ ચેતન એકત્ર ભળતાં;
પરમાં 'હું, મારું' એ ભ્રાન્તિ ભૂત અનાદિની દૂર થતા,
ભેદજ્ઞાનથી [illegible] એક એ જ શિવસાદન જતા. ૩

જડ તે જડ, ચેતન તે ચેતન, મિશ્ર છતાં એ ભિન્ન સદા,
નિજ સહજાત્મસ્વરૂપનાં દર્શન, જ્ઞાન, સમાધિ મુક્તિપ્રદા;
અજર અમર શાશ્વત નિજ આત્મા પદ અચળ એ ઉરે વસો,
દુઃખ, વ્યાધિ, ઉપસર્ગ મરણમાં પણ તે પદ કદી ન ખસો. ૪

પરમાં 'અહં' અહો! એ ભ્રાન્તિ! સ્વપ્ન અનાદિ ટળી જતાં,
ગુરુવર વચને નિજપદ જાણી, જોઈ અનુભવી ત્યાં ઠરતાં;
બોધિ સમાધિ મૃત્યુ મહોત્સવ સાધી સાધક ભવ તરતા,
રાજવચન જીવન આધારે ધન્યભાગ્ય કૃતકૃત્ય થતા. ૫



## ૨૬. મંગલ કળશ

શ્રી રાજચંદ્ર કૃપાળુ ભજ મન પતિત પાવનકર વરં,
સમકિત નિર્મળ દઈ સુદર્શન ચક્ર અરિબળ ક્ષયકરં;
અજ્ઞાન અંધિત દૃષ્ટિ અંજિત તત્ત્વરંજિત મતિકરં,
સહજાત્મશ્રી પ્રગટાવી રમણીય મુક્તિરમણી રતિધરં. ૧

ભવભીતિ ભંજન, દુઃખનિકંદન પાપમંજન શુચિકરં,
સહજાત્મમગ્નં, કર્મભગ્નં, મુક્તિલગ્નં, શિવકરં;
અમૃતવચનં, શાંત ચિત્તં, ધ્યાનરક્તં, શમધરં,
ચૈતન્ય વ્યક્તં, મોહત્યક્તં, સિદ્ધિસક્તં સુખકરં. ૨

ભવવારિ તારી દુઃખનિવારી, મુક્તિનારી દાયકં,
અદ્‌ભુત શક્તિ આત્મવ્યક્તિ ભવવિરક્તિ વિધાયકં;
સર્વજ્ઞશાસન, ભવવિનાશન, શિવપ્રકાશન પથવરં,
ભવિહિત વિધાનં, યુગપ્રધાનં, બોધિદાનં દ્યો વરં. ૩

જળકમલવત્ નિર્લેપ કર્મે આત્મધર્મે સ્થિતિધરં,
અશરીરીભાવે, નિજસ્વભાવે રમણ કરતા ગુરુવરં,
ભવતરણતારણ, દુઃખનિવારણ, શર્મકારણ જયકરં,
જયવંત હો ! ત્રણ કાળ હો ! આત્મસ્થયોગી ગણધરં. ૪

બોધિ સમાધિ નિધાન અદ્‌ભુત વિશ્વશાંતિ સુખકરં,
તુજ ચરણ શરણે રમણ વારણ મરણવ્યાધિ ભયહરં;
તન મન વચન આત્મા સમર્પણ ચરણકજ હો ભવહરં,
સહજાત્મરામી, દુઃખવિરામી, શાંતિધામી શિવકરં. ૫



જાણ્યું નહીં આત્મસ્વરૂપ મૂળમાં નિજ રૂપ નિ
સો તન મન સ્વજનો અન્ય છતાં ત્યાં મમતા
પરિગ્રહ મમતા પાશ ગળામાં મરી બહુ દુઃ
મૂળ ભૂલ સહ જપ તપ સાધન જ્ઞાન ક્રિયા સૌ

પરમકૃપાળુ જ્ઞાની ગુરુવર યોગે મુજ ગ
ભેદજ્ઞાનથી ભિન્ન જણાવ્યાં જડ ચેતન
પરમાં 'હું, મારું' એ ભ્રાન્તિ ભૂલ અના
ભેદજ્ઞાનની સતત ભાવના એક એ જ શિ

જડ તે જડ, ચેતન તે ચેતન, મિશ્ર છતાં
નિજ સહજાત્મસ્વરૂપનાં દર્શન, જ્ઞાન, સમા
અજર અમર શાશ્વત નિજ આત્મા પકડ અચળ
દુઃખ, વ્યાધિ, ઉપસર્ગ મરણમાં પણ તે પકડ

પરમાં 'અહં' અહો ! એ ભ્રાન્તિ ! સ્વપ્ન અના
ગુરુવર વચને નિજપદ જાણી, જોઈ અનુભ
બોધિ સમાધિ મૃત્યુ મહોત્સવ સાધી સાધ
રાજવચન જીવન આધારે ધન્યભાગ્ય કૃત



## ૨૬. મંગલ કળશ

શ્રી રાજચંદ્ર કૃપાળુ ભજ મન પતિત પાવન
સમકિત નિર્મળ દઈ સુદર્શન ચક્ર અરિખણ
અજ્ઞાન અંધિત દૃષ્ટિ અંજિત તત્ત્વરંજિત
સહજાત્મશ્રી પ્રગટાવી રમણીય મુક્તિરમણ

ભવભ્રાંતિ ભંજન, દુઃખનિકંદન પાપગંજન ગુણિકરં,
સહજાત્મમગ્નં, કર્મભગ્નં, મુક્તિલગ્નં, શિવકરં:
અમૃતવચનં, શાંત ચિત્તં, ધ્યાનરક્તં, શમધરં,
ચૈતન્ય વ્યક્તં, મોહત્યક્તં, સિદ્ધસક્તં સુખકરં. ૨

ભવવારિ તારી દુઃખનિવારી, મુક્તિનારી દાયકં,
અદ્ભુત શક્તિ આત્મચયહિત ભવવિરહિત વિધાયકં:
સર્વજ્ઞશાસન, ભવવિનાશન, શિવપ્રકાશન પથવરં,
અવિચ્છિત વિધાનં, યુગપ્રધાનં, બોધિદાનં દો વરં. ૩

જળકમલવત્ નિર્લેપ કર્મે આત્મધર્મે સ્થિતિધરં,
અશરીરીભાવે, નિજસ્વભાવે રમણ કરતા ગુરુવરં,
ભવતરણતારણ, દુઃખનિવારણ, શર્મકારણ જયકરં,
જયવંત હો ! ત્રણ કાળ હે ! આત્મસ્થયોગી ગણુવરં. ૪

બોધિ સમાધિ નિધાન અદ્ભુત વિશ્વશાંતિ સુખકરં,
તુજ ચરણ શરણે રમણ વારણ મરણવ્યાધિ ભયકરં;
તન મન વચન આત્મા સમર્પણ ચરણકંજ હો ભવહરં,
સહજાત્મરામી, દુઃખવિરામી, શાંતિધામી શિવકરં.

★

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩૭ | ૮ | હેતુ નથી. | હેતુ થતી નથી. |
| ૪૬ | ૬ | તથારૂપી | તથારૂપ |
| ૫૨ | ૧૨ | યથાસ્થિતિ | યથાસ્થિત |
| ૫૫ | ૬ | છે. નહિ. | છે નહિ. |
| ૫૭ | ૭ | સદ્ વિચાર | સદ્‌વિચાર, |
| ૬૧ | ૪ | મળ | મૂળ |
| ૬૨ | ૬ | કાર્યે કાર્યે; | કાર્યે કાર્યે, |
| ૬૩ | ૧૬ | ચાલ્યું | ચાલ્યું. |
| ૬૭ | ૬ | નિરાસ્ર | નિરાસ્રવ |
| ૮૭ | ૫ | વિકલ્પથી અલૌકિકતા | વિકલ્પથી સામાન્યપણામાં ન કાઢી નાખતાં આમાં કોઈ અલૌકિકતા |
| ૯૦ | ૧૮ | મરણાંતિક | મારણાંતિક |
| ૯૨ | ૧૨ | પારગ્રહથી | પરિગ્રહથી |
| ૧૧૪ | ૧૯ | એહો ! | અહો ! |
| ૧૨૮ | ૪ | મોઢાંવાળા | મોઢાવાળાં |
| | ૧૧ | પથ્વીના | પૃથ્વીના |
| ૧૫૯ | ૧૨ | એકાગ્ર | એકાગ્ર |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૬૯ | ૧૮ | જગતૂમાં | જગત્માં |
| ૧૭૨ | ૩ | સર્વોન્કૃષ્ટ | સર્વોત્કૃષ્ટ |
| ૧૮૫ | ૧૪ | અ યકારી | અશ્રેયકારી |
| | ૨૦ | વિઘ્નો | વિઘ્નો |
| ૧૮૬ | ૧૨ | જગેતમાં | જગતમાં |
| ૧૯૧ | ૫ | વિકલ્પ છે | વિકલ્પ છે ત્યાં |
| ૨૦૧ | ૪ | मिती | मित्ती |
| | ૯ | मुज्झह | मुज्झइ |
| ૨૦૪ | ૨ | जाचा | जीवा |
| ૨૧૦ | ૧૧ | યર્થાર્થ | યથાર્થ |
| | ૧૭ | सुखान्मुखम् | सुखोन्मुखम् |
| ૨૨૦ | ૧૨ | શાસ્ર- | શાસ્ત્ર- |
| | ૧૮ | લયનેં | લયને |
| ૨૨૨ | ૧૬ | સહજાત્મસ્વદ્રપ | સહજાત્મસ્વરૂપ |
| ૨૨૪ | ૨૧ | પુદ્ગળના | પુદ્ગલના |
| ૨૨૫ | ૧૧ | સ્વસ્મિનસ્તે | સ્વસ્મિન્નાસ્તે |
| | ૧૬ | સર્વતા | સર્વતો |
| ૨૨૯ | ૧૦ | ઉત્પન | ઉત્પન્ન |
| ૩૪ | ૧૮ | શાધનમ્ | શોધનમ. |
| ૫૧ | ૧ | जयम यंत्रय | जय यंत्रय |
| ૫૧ | ૨ | पश्यमात्मानः | पश्य चात्मानमात्मः... |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩૭ | ૮ | હેતુ નથી. | હેતુ થતી નથી. |
| ૪૬ | ૬ | તથારૂપી | તથારૂપ |
| ૫૨ | ૧૨ | યથાસ્થિતિ | યથાસ્થિત |
| ૫૫ | ૬ | છે. નહિ. | છે નહિ. |
| ૫૭ | ૭ | સદ્ વિચાર | સદ્‌વિચાર, |
| ૬૧ | ૪ | મળ | મૂળ |
| ૬૨ | ૬ | કાર્યે કાર્યે; | કાર્યે કાર્યે, |
| ૬૩ | ૧૬ | ચાલ્યું | ચાલ્યું. |
| ૬૭ | ૬ | નિરાસ્ત્ર | નિરાસ્ત્રવ |
| ૮૭ | ૫ | વિકલ્પથી અલૌકિકતા | વિકલ્પથી સામાન્ય-પણામાં ન કાઢી નાખતાં આમાં કોઈ અલૌકિકતા |
| ૯૦ | ૧૮ | મરણાંતિક | મારણાંતિક |
| ૯૨ | ૧૨ | પારગ્રહથી | પરિગ્રહથી |
| ૧૧૪ | ૧૯ | એહો ! | અહો ! |
| ૧૨૮ | ૪ | મોઢાંવાળાં | મોઢાવાળાં |
| | ૧૧ | પથ્વીના | પૃથ્વીના |
| ૧૫૯ | ૧૨ | એકાગ્ર | એકાગ્ર |

# ઉપરી

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૬૯ | ૧૮ | જગતૂમાં | જગત્માં |
| ૧૭૨ | ૩ | સર્વોન્કૃષ્ટ | સર્વોત્કૃષ્ટ |
| ૧૮૫ | ૧૪ | અ યકારી | અશ્રેયકારી |
| | ૨૦ | વિધ્નો | વિઘ્નો |
| ૧૮૬ | ૧૨ | જગેતમાં | જગતમાં |
| ૧૯૧ | ૫ | વિકલ્પ છે | વિકલ્પ છે ત્યાં |
| ૨૦૧ | ૪ | मिती | मित्ती |
| | ૯ | मुज्झद | मुज्झइ |
| ૨૦૪ | ૧ | जाद्या | जीवा |
| ૨૧૦ | ૧૧ | यर्थार्थ | यथार्थ |
| | ૧૭ | सुखान्मुखम् | सुखोन्मुखम् |
| ૨૨૦ | ૧૨ | શાસ્ર- | શાસ્ત્ર- |
| | ૧૮ | લયનેં | લયને |
| ૨૨૨ | ૧૬ | સહજાત્મસ્વદ્રપ | સહજાત્મસ્વરૂ |
| ૨૨૪ | ૨૧ | પુદ્ગળના | પુદ્ગલના |
| ૨૨૫ | ૧૧ | સ્વસ્મિનસ્તે | સ્વસ્મિન્નાસ્તે |
| | ૧૧ | સર્વતા | સર્વતો |
| | ૧૦ | ઉત્પન | ઉત્પન્ન |
| ૨૨૯ | ૧૮ | શાધનમ્ | શોધનમ્ |
| ૨૩૪ | ૧ | जयर चंत्रय | जय चं |
| ૯૫૧ | ૨ | पश्यमात्मानः | पश्य |
| ૨૫૧ | | | |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
| --- | --- | --- | --- |
| ૧૬૯ | ૧૮ | જગતૂમાં | જગતમાં |
| ૧૭૨ | ૩ | સર્વો-કૃષ્ટ | સર્વોત્કૃષ્ટ |
| ૧૮૫ | ૧૪ | અ યકારી | અશ્રેયકારી |
| | ૨૦ | વિઘ્નો | વિઘ્નો |
| ૧૮૬ | ૧૨ | જગેતમાં | જગતમાં |
| ૧૯૧ | ૫ | વિકલ્પ છે | વિકલ્પ છે ત્યાં |
| ૨૦૧ | ૪ | મિતી | મિત્તી |
| | ૯ | મુજ્ઝહ | મુજ્ઝઇ |
| | ૧ | જાવા | જીવા |
| ૨૦૪ | ૧૧ | યર્થાર્થ | યથાર્થ |
| ૧૦ | ૧૭ | સુખાન્મુખમ્ | સુખોન્મુખમ્ |
| | ૧૨ | શાસ્ત્ર- | શાસ્ત્ર- |
| ૨૨૦ | ૧૮ | લયનેં | લયને |
| | ૧૬ | સહજાત્મસ્વદ્રપ | સહજાત્મસ્વરૂપ |
| ૨૨૨ | ૨૧ | પુદ્દગળના | પુદ્ગલના |
| ૨૨૪ | ૧૧ | સ્વસ્મિનસ્તે | સ્વસ્મિન્નાસ્તે |
| ૨૨૫ | ૧૧ | સર્વતા | સર્વતો |
| | ૧૦ | ઉત્પન | ઉત્પન્ન |
| ૨૨૯ | ૧૮ | શાધનમ્ | શોધનમ |
| ૨૩૪ | ૧ | જયગ યંત્રચ | જય યંત્ર |
| ૨૫૧ | ૨ | પદ્યમાલાનઃ | પદ્ય મ |
| ૨૫૧ | | | |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૩૭ | ૮ | હેતુ નથી. | હેતુ થતી નથી. |
| ૪૬ | ૬ | તથારૂપી | તથારૂપ |
| ૫૨ | ૧૨ | યથાસ્થિતિ | યથાસ્થિત |
| ૫૫ | ૬ | છે. નહિ. | છે નહિ. |
| ૫૭ | ૭ | સદ્ વિચાર | સદ્‌વિચાર, |
| ૬૧ | ૪ | મળ | મૂળ |
| ૬૨ | ૬ | કાર્યે કાર્યે; | કાર્યે કાર્યે, |
| ૬૩ | ૧૬ | ચાલ્યું | ચાલ્યું. |
| ૬૭ | ૬ | નિરાસ્ત્ર | નિરાસ્રવ |
| ૮૭ | ૫ | વિકલ્પથી અલૌકિકતા | વિકલ્પથી સામાન્યપણામાં ન કાઢી નાખતાં આમાં કોઈ અલૌકિકતા |
| ૯૦ | ૧૮ | મરણાંતિક | મારણાંતિક |
| ૯૨ | ૧૨ | પારગ્રહથી | પરિગ્રહથી |
| ૧૧૪ | ૧૯ | એહો ! | અહો ! |
| ૧૨૮ | ૪ | મોઢાંવાળો | મોઢાવાળાં |
| | ૧૧ | પથ્વીના | પૃથ્વીના |
| ૧૫૯ | ૧૨ | એકાગ્મ | એકાગ્ર |

## ઉપ૧

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૧૬૯ | ૧૮ | જગતૂમાં | જગતમાં |
| ૧૭૨ | ૩ | સર્વોન્કૃષ્ટ | સર્વોત્કૃષ્ટ |
| ૧૮૫ | ૧૪ | અ યકારી | અશ્રેયકારી |
| | ૨૦ | વિઘ્નો | વિઘ્નો |
| ૧૮૬ | ૧૨ | જગેતમાં | જગતમાં |
| ૧૯૧ | ૫ | વિકલ્પ છે | વિકલ્પ છે ત્યાં |
| ૨૦૧ | ૪ | मिती | मित्ती |
| | ૯ | मुज्झह | मुज्झइ |
| ૨૦૪ | ૭ | जाया | जीवा |
| ૨૧૦ | ૧૧ | पर्थार्थ | यथार्थ |
| | ૧૭ | सुखान्मुखम् | सुखोन्मुखम् |
| ૨૨૦ | ૧૨ | શાસ્ત- | શાસ્ત્ર- |
| | ૧૮ | લયનેં | લયને |
| ૨૨૨ | ૧૬ | સહજાત્મસ્વદ્રપ | સહજાત્મસ્વરૂપ |
| ૨૨૪ | ૨૧ | પુદ્ગળના | પુદ્ગલના |
| ૨૨૫ | ૧૧ | સ્વસ્મિનસ્તે | સ્વસ્મિન્નાસ્તે |
| | ૧૧ | સર્વતા | સર્વતો |
| | ૧૦ | ઉત્પન | ઉત્પન્ન |
| ૨૨૯ | ૧૮ | શાધનમ | શોધનમ |
| ૨૩૪ | ૧ | जयर यंत्रय | जय यंत्रय |
| ૨૫૧ | ૨ | पश्यमात्मानः | पश्य घात्मानमात्मः... |